त्रिदंपति वर्णन.

नाटक त्रिअंकी.

किमत १२ आना.

# ત્રિદંપતિ વર્ણન *

## નાટક ત્રિઅંકી.

ચોબોલો.

"કજોડાથી કાળો કેર,"
"સજોડાથી લીલા લ્હેર;"
"સિદ્ધ થાય ઓગ્રી પેર,"
"જુઓ ફરી ઘેર ઘેર."


રચનાર તથા પ્રસિદ્ધ કરનાર,

**અનંતપ્રસાદ વી. ત્રીકમલાલ.**

સંસ્થાન રાધનપુરની ખાસ હજુર
કોર્ટનો શીરસ્તેદાર.



संवत १९३६—सने १८८०

राधनपुर.

कीमत १२ आना.

અમદાવાદમાં

ૐ પાનકોરને નાકે બચ્યાજમાદારની

હવેલીમાં "સમશેર બહાદુર"

છાપખાનામાં સવાઈભાઈ

રાયચંદે છાપ્યું.

શ્રી

ખુદાવીંદ ન્યામત શ્રી નાદેઅલી
ખાનજી સાહેબ બહાદુર.

બાલ્યાવસ્થામાંથી સખાવત, વિદ્યા તરફ
પ્રીતિ, અને પરોપકાર, આપને પ્રીય
છે તેથી, તથા મારા તરફ
પરીપુર્ણ પ્રીતિ અને કૃપા
રાખોછો તેથી આ ગ્રંથ
વિનય પુર્વક આપને
અર્પણ કરી આ-
નંદ પામું
છું.

રાધનપુર. આસો વદી ૨ સંવત ૧૯૩૯.

આજ્ઞાંકિત શેવક.
અનંતપ્રસાદ વી. ત્રીકમલાલ.
ગ્રંથકર્તા.

# પ્રસ્તાવના *



જાતે, કુટુંબ પડોશ અને નાતમાં, કજોડાથી વર લાતો કેર જોવા અને વેઠવામાં આવ્યા છતાં, હોંશ આનંદ અને યત્નોથી કાયા અને દ્રવ્ય વાપરી, એ દુષ્ટ જાદુઈ ચાલને પોતાને ઘેર નોતરવામાં એટલે ઢીંગલાં વરાવવા, કે લાકડે માંકડું મેળવવામાં દેશીયો જીવ્યાનું સાફલ્ય તથા ચચ્ચાંઓનું કલ્યાણ માનેછે; પરંતુ સાપને દુધપાઈ ઊછેરવાની પેઠે, પરણાવેલ જોડ દીન દીન જળેશ કુનિતિ અને કષ્ટનો ભોગ થાય ત્યારે અંધ બનેલાઓ નશીબને નિંદે છે, એટલુંજ નહીં, પણ લાગ મળે પાછા એજ ધુન લગાવ્યા કરી દ્રવ્ય અને કુળ શોધવા દોડા દોડ કરી મુકે છે. આ લોકોની આંખો ઊઘાડવા અને એ ચાલને હદપાર કરવા સમજુ દેશ હીતેચ્છું ભાષણો અને પુસ્તકોથી યત્ન કરવા લાગ્યા છે, પણ એ દુષ્ટ દેશના દરેક ભાગ અને ખુણામાં પ્રસરી ગયો છે, અને તેની પુંઠ મુઠી ભર સુજ્ઞો પડ્યાછે. તેથી તેઓ દરેક પ્રાન્તમાં પહોંચી શકતા નથી. આવા શુરા દેશીયોને સહાય દેશના દરેક ખુણા અને ભાગમાંથી મળશે, ત્યારેજ તેઓ વિજય પરી પુર્ણ મેળવશે એમ મારી આ પુસ્તક લખવા ઇચ્છા કરી

છે. વળી ભાષણો સાંભળવા સર્વ ન આવે, નિબંધો સુજ્ઞ શિવાય બીજાઓ વાંચતાં કંટાળે, માટે ગમતના શોકીન મોજીલા દેશીઓ નાટક નામ સાંભળી વાંચવા ઇચ્છશે એવું જાણી નાટકના રૂપમાં લખ્યું છે. આ તરફ કજોડાનું પ્રબળ બહુજ વધારે અને તે ચાલ વિરૂદ્ધ જન ગણુ તરીનાજ છે, એટલે આ પ્રયત્ન આ પ્રાંતના દેશીયોના હિતાર્થ વધારે ગણાશે એમ આશા છે. જ્યાં વિદ્યાની શરૂ વાત છે ત્યાં આવાં નાનાં પુસ્તકની જરૂર વધારે છે. આ સઘળા વિચારોથી આ લઘુ ગ્રંથ લખી દેશની સેવામાં રજુ કરૂં છું. તેમાં અનેક દોષો ખામીયો હશેજ, પણ આ પુસ્તક રચવા ખાતે બીજીવારનોજ પ્રયત્ન છે એટલે "ભણતાં પંડિત નિપજે" તેમ અભ્યાસ રાખી થતી ખોડો સુજ્ઞ વાંચનારાઓથી જાણ્યા કરીશ, તો વધારે લાભ થશે એમ માનું છું.

આ પુસ્તક રચી ખુદાવીંદ નાદેઅલીખાનજી બહાદુરને બતાવતાં પસંદ પડવાથી તેઓએ ઊદાર દીલે છપાવવા વીગેરે કુલ ખરચ આપવા ઈનાયત ફરમાવ્યાથી એમનો અતિશય અહેસાન મંદ છું, તેમજ દરેક દેશી યા રાજપુત્રની ઊદારતા તથા દેશ તરફ પ્રીતિ આથી સહજ સમજી યોગ્ય વખાણ કરશેજ એટલે હું વધારે શું લખું!

અમદાવાદ છપાવવા મોકલ્યું ત્યારથી છપાઈ બહાર પડતાં સુધી, પ્રાણપ્રીય એકંગી મિત્ર અમીધર રણછોડજી દેશાઈ તથા માણકનાથ શંભુનાથજી પાટણકર, એઓએ પ્રૂફશીટ સુધારવા, છપાવવા, બંધાવવા વગેરે પુષ્કળ શ્રમ લઈ શુદ્ધ પ્રીતિ બતાવી તેથી આ જગ્યાએ આભાર સાથે તેમનાં શુભનામ જોડવાં યોગ્ય સમજું છું.

મુ. રાધનપુર અશ્વીન વદી ૨ સવંત ૧૯૩૬

**અ. વી. ત્રી.**

સ્વસ્થાન રાધનપુરની ખાસ હજુર કોર્ટનો

શીરસ્તેદાર.



# નાટક પાત્ર *

## સ્થળ

શ્રીનગર. ડભોઈ. વીગરે.

સુત્રધાર .. ... ... ..નાટકકાર.
વિદુષક... ... ... ...મશ્કરો.
નથુચંદ... ... ... ...શ્રીનગરનો વૃદ્ધ ધનિક શેઠ.
ચંદ્રમણી. ... ... ...તેની પુત્રી.
મનસુખ.. ... ... ...તેનો ચાકર મશ્કરો.
રાધા... ... ... ...ચંદાની સખી.
કેશવલાલ. ... ......ડભોઇમાં નથુચંદની દુકાનનો મુનીમ.
પ્રીતમલાલ.... ... ...ડભોઇનો વિદ્વાન ગ્રહસ્થ.
અંબાગવરી... ... ...તેની સ્ત્રી.
મોતીલાલ. ... ... ...તેનો પુત્ર. ચંદાનો સ્વામી.
કમરચંદ. ... ... ...નથુશેઠનો સસરો.
મેનાં... ... ... ...તેની પુત્રી તા. નથુશેઠની સ્ત્રી.
વેદ, નોકરો, પાડોસણો વીગેરે.

# ત્રિદંપતિ વર્ણન *

## अंक १ लो.



### પ્રવેશ ૧ લો.

સ્થળ શ્રીનગરની નાટકશાળા.

પદ.

સુત્રધાર— "કરો રહેમ ખુદા હમપર" એ રાગ.

જય જય વિશ્વંભર, અઘ ભય દુઃખહર, જગદાધારારે;
જય જય કરૂણા કર, જગજન પરતર, સુખ કરનારારે. ટેક.
પ્રભુનું પ્રણામો કરી, સુખમય ધ્યાન ધરી,
બુદ્ધિહિન બાળ વિકારી,
રાખું આશા ચિત્ત તારી,
કરૂં નાટક આજે, ધરો શીર ત્રાતા મારારે,
જય જય વિશ્વંભર, અઘભય દુઃખહર, જગદાધારારે.

વિદુષક—( વિચિત્ર વેશે પ્રવેશ કરેછે ).

કપટ કૂડ ભીર બીચ સમાવે,

જગ જન પાસ ભજન લલકાવે;
દાનત બુરી રખે દિન રાતી,
મુખમેં રામ બગલ બિચ કાતી. ૧

સુત્રધાર—(વિસ્મિત થઇને) અહા! આ શું!!

વિદુષક—શું આપ નથા કે "આસું"?
પરીપુર્ણ થયું ચોમાસું;
પેહેરાં ઓઢી ખુશ થાશું,
મન ગાન્યાં ભોજન ખાશું.

સુત્ર૦—(હશીને) વાહ! આતો કોઇ મશ્કરો લાગેછે.

વિદુ૦— હા ભાઇ સવારનો હું લાંઘુ;
લાડુ આપે તો ભુખ ભાગું.

સુત્ર૦—કેહેવાનો ભાવાર્થ એવો છે કે "લાગેછે" એટલે ભાસેછે.

વિદુ૦—પારખ વિણુ કો પરખે નાણું,
હુંતો શીઘ્ર ક્વીતા જાણું;
સમજ્યા વિણુ ક્યમ કહે "ભસેછે",
ગુણીજનનું અપમાન કરે છે.

સુત્ર૦—કવિરાજ ક્ષમા કરો. "ભાસેછે" ને બદલે "ભસેછે",
સમજ્યા. પણ આપને ઊંચ કાના ક્યમ કહેવાય ?

વિદુ૦—કાન તો નીચાજ છે; પણ યથા નામા તથા ગુણા.

સુત્ર૦—એ કહેવાનું તાત્પર્ય શું ?

વિદુ૦—મારૂં નામ વધુશક છે એટલે હરેક વાતમાં વધારે શક
ઊત્પન્ન થાય છે.

સુત્ર૦—(ભેટીને) અહા પરમ મિત્ર વિદુષક! વિચિત્ર વેશને લીધે ન ઓળખ્યો. ભાઈ, આજતો સાહ્ય કરે તો બહુ ઉત્તમ વાત થાય.

વિદુ૦—( બેહાથે પકડીને ).

કહ્યા પ્રમાણે કીધી વાત,
સુત્રધાર લે થા રળીયાત.

સુત્ર૦—અરે કેવી બે અદબી?

વિદુ૦—"સહે" એટલે પકડ, ને "કરે" એટલે હાથે. કેવો સારો શબ્દાર્થ! પણ આજ આ શી ધામધુમ લગાવીછે.

સુત્ર૦—( ઇંદ્ર સભાનો રાગ).

ત્રિદંપતિ વરણુન નામનું લઘુ નાટક,
સ્વદેશીને કરી બતાવવા ધરી આ તક;
અનંત કષ્ટ કલેશ થાય જે કજોડાથી,
ચિતાર તે બતાવવા સુમીત્ર! થા સાથી.

વિદુષક—સાથી મીત્ર સહુ મતલબીયા,
બંદા તો પૂરા બ્રટપટીયા;
બ્રાહ્મણને મોદકનું કામ,
ન હોય તો ભાઈ લટક સલામ.

સુત્ર૦— શ્વાસોશ્વાસે, દેશનું હિત ચાહે,
વિશ્વ જન્મ્યો, ધન્ય તે તો જણાયે;
સેવી તસ્દી, વાપરી બુદ્ધિ કાયા,

યત્ને યત્ને, સ્થાપવા ચાલ ડાહ્યા.

વિદુ— દેખા દેખી સાધે જોગ, પડે પંડ કાં વાધે રોગ;
કંઇ ચીંતા નહીં, હવે હું કવિતા નહીં બોલું.
પણ હું તમને શું કહીને બોલાવું? કંઇ નવું
નામ ધારૂં કે?

સુત્ર૦—મારૂં નામ સુત્રધાર.

વિદુ૦—શું "શત્રુધાર" શું તમારૂં નામ હું શત્રુ ધારૂં? હા
હવે સમજ્યો તેમાં વધારે વિવેક બતાવો છો!

સુત્ર૦—વળી શું સમજ્યા? વિવેક વધારે બતાવ્યો એમાં પણ
વાંક આવ્યો કે!

વિદુ૦— દોહરો.

"નમે નમે મેં ફેર હે, બહુત નમે નાદાન;"
"દગલબાજ દો ના નમે, ચિત્તા, ચોર, કબાન." ૧

સુત્ર૦—તું જે કહે તે ખરૂં. પણ આ દેશ હિતકારી કામમાં
મદદ આપવી જોઇએ.

વિદુ૦—ખરો પરોપકારી! આ નાટકના પૈસા મુજ દેશીને આપે
તો સાચી વાત માનું. નહીં તો "પોથીમાંનાં રીંગણાં."

સુત્ર૦—ઓતાના મનમાં યથાસ્થિત કજોડાનો કેર ઠસાવે તો
તે પણ કબુલ. આટલા લોકોમાંથી એ દુષ્ટ કજોડું અ-
દ્રશ્ય થશે તો તેના બદલામાં એ કિંમત હું જુજ
ગણું છું.

વિદુ૦—આ દોહરો મેં મારા મનપર કોતરી રાખ્યો છે.

પડી ગરજ મન ઓરહે, સરી ગરજ મન ઓર;
ઊદય રાજ મન મનુષકો, રહત નહીં ઈક ઠોર.

સુત્ર૦—કદાપી "ગરજ સરયા પછી વૈદ્ય વેરી થાય" તેમ તું ખશી જાય તો શું કરવું? કાંઇ ચીંતા નહીં હું તનેપુરો પડી શકવા સમર્થ છું. ચાલ રાજી કરૂં આ અગાડી.

વિદુ૦—પધારો શત્રુધાર. તલવારની ધાર જેવા શત્રુ પધારો. પ્રીય મીત્ર! એ તો જરા મશ્કરી કરી. કેમ ઠીક કે નહીં?

સુત્ર૦—હાલ વિશ્વમાં એવા મીત્ર ઘણા મળે છે એમાં કાંઇ આશ્ચર્ય નથી. ચાલો.

(બંને જાય છે.)

---

## પ્રવેશ ૨ જો.

### સ્થળ ચંદ્રામણીની બેઠક.

ચંદ્રમાણી અને રાધા.

ચંદ્રા—(નીસાસો નાંખીને) હા ભાગ્ય દેવી! તારી અસ્થિર ગતિની ખુબી, અનુભવ વિના કોણ સમજી શકે! માનીતી માના પ્યાર નીચે ઊછરી બાલ્યાવસ્થામાં જે વિધવિધ ભોગનાં સાધનો, આનંદમય આશાઓથી મન પ્રફુલ્લિત રાખતાં, તેજ સાધનો, એટલે તેજ બાગ બગીચાઓ, તેજ

રથ ગાડીયો, તેજ દાસ દાસીયો, તેજ બંગલા હવેલીયો, તેજ જ્ઞાન પુસ્તકો અને ગુણજ્ઞ સખીયોનો વિનોદ ઉપભોગમાં આવતાં છતાં ભયાનક તર્કો અંધકારમાં અથડાવી સંદેહીક પણ પરીણામે નઠારી આશાઓ ઉત્પન્ન કરી ક્ષણભર પણ ચિતમાં શાન્તતાને પ્રવેશ કરવા નથી દેતાં; એ કેવું અસહ્ય કષ્ટ! અહા! આવી વ્યુત્ક્રમ સ્થિતિ ઉપજાવનારનો વિયોગ અનંત આભારી માડીની પ્રીતિનો ક્ષા! મરણ પર્યંત મટવાનો નથી. સહુની જનેતાઓ કરતાં મારી જનેતાનો આભાર પિતાની ઇચ્છા નહીં છતાં મને જ્ઞાન ચક્ષુ આપવા મારી ચાલચલણ સુધારવા, મને વિધવિધ હુન્નર અને ચતુરતા શીખવવાથી વધારે થયેલો હતો, અને તેથીજ તેના વિયોગે આજ હું સહુથી વિશેષ કષ્ટાઉ છું. વિદ્વાન ભરથારની અર્ધાંગના થવા લાયક કરી એ કેટલો બધો આભાર! અને યોગ્ય પતીની શોધ કરતાં સોળ વર્ષની કરી અજ્ઞાન પિતાના હાથમાં મુકી ચાલી નીસરી એથી કેટલો બધો સંતાપ! મારે જ્ઞાનચક્ષુ અને વડીલ તે રહિત એ કેમ જોગ ખાશે? અજ્ઞાન પુરૂષના હાથમાં આવેલ રત્ન રાજદ્વારે ક્યાંથી વેચાશે? ઘણી કૃપા કરશે તો શ્રીમંતોમાં વેચશે. પણ એ બીચારો શું જાણે કે આજના શ્રીમંતો ખોટા હીરાથી રાચી તેના ગ્રાહક થયા છે. અહા! આવા વિચાર અને

પ્રસંગ કરતાં પ્રાણાધિક માડીનું સ્નેહાકર્ષણ એટલું પ્રબળ થયું છે કે તે સંસારીક સુખો અને આશાઓ છોડી મારી જનેતાની શોધમાં જવા મનોવૃતિઓને વધારે ખેંચે છે. હરી હરે! થશે તે ખરી! (સજળ થાય છે.)

રાધા—(પ્રવેશ કરીને) ચંદા! પ્રાણાધાર ચંદા! બેની શાન્ત થા. આજ આટલું બધું શું છે!

ચંદા—(મન ભરાઇ આવ્યાથી જોસમાં)

"અમદાવાદ નામે આજરે" એ રાગ.

કોણે રીત આ વિચિત્ર વીપરીતરે, સ્વદેશમાં પ્રસારીરે;
માત પિતા ચહે સુતા તણું હીત, બને તેજ દુઃખ કારીરે,
સારાં સારાં આભુષણો વસ્ત્ર તાતરે, ગજા સમાન આપેરે;
આધી વ્યાધી આદી અડચણો અગાધ, તે મેહેનત લઇ કાપેરે.
રહે રાણી દુઃખી થાય ન કો કાળ, એજ ચિત્તમાં ચહેછેરે;
જેજે માગે કરી રાડ રડી બાળ, તે લાડ પાળી દે છેરે.
ખરી દેજો ચુંદડી કે કાંઇ ચીજ તો, ગમી ન ગમી પુછેરે;
આપે અજાણ્યો પ્રીતમ સુખ બીજ, હાય અજબ એ પ્રાણું છેરે.
જેની સાથે આખા જન્મનો સબંધ, વાત એ વિશે ન થાયરે;
વડીલ રૂપ કુળ દ્રવ્ય કાજ અંધ, બીજું વિચારે ન હાયરે.
ઉમર વિદ્વતા તણો નહીં વિચાર, સાદું કૈંક દુષ્ટ ગોતેરે;
લગ્ન થતાં સુખી પતી વિના નાર, કાઢે કાળ ગુપ્ત રોતેરે.
કારણ જેમ જેમ થાય તે જવાંન ને, પતીનો લેહ લાગેરે;

રહે નહીં અન્ય વાત માંહે ધ્યાન, બળે છે અંગ–આગેરે.
બાળે કામ રહે ચિત્તમાં ઉચાટ કે, સગાઇ કયાં કરાશેરે;
હશે મુરખ કે બાળ, વૃદ્ધ, નાથ, હામ છેવટ શા થાશેરે.
પાણી પીધા પછી પુછીયે શું નાત, લાભ કેમ થાય તેથીરે;
પુરા ભોગ જેના મુર્ખ માત તાત, પાડે ખાડમાં ન ચેતીરે.
મુર્ખ નારને વધુ નહીં ઉચાટ, સઠી ફૂટી જન્મ કાઢેરે;
ગુણી ત્રિયા કરે કોણને પુકાર, પડે કુપમાંહે દહાડેરે.

અહા! સીતા, દ્રૌપદી, દમયંતિ આદીના વખતનો સ્વયંવર નો ધારો ચાલ્યો ગયો. "સાપ ગયા ને લીસોટા રહ્યા" પરણતી વખત જે કરારો અગ્નિ, ગોર, અને માત પિતા સમીપ કરાય છે તે માત્ર તે વખત વગર સમજે બબડી જવા સારૂજ! હરી હરી! "મોટાનાં છોકરાં પારણામાં વરે." ત્યાં યોગ્ય ઉમર સુધી કુંવારાંજ શું કામ રહે કે વર વધુ એક બીજાને પસંદ કરે? શું "પુત્રના પગ પારણામાંથી" પરખીને દશીયો જામાત્ર પસંદ કરતા હશે? શું શાસ્ત્રથી પણ રૂઢી પ્રબળ! માત્ર સગાઇ થઇ એટલે કેટલીક નાતમાં વરી ચુકયાવત ગણાય! નાત નાતની જુદી રૂઢી! શું સહુનાં શાસ્ત્ર જુદાં હશે! બેની આ બધાં સંકટમાંથી બચી લાયક ઉમરે સ્વામીનાથ પસંદ કરવાને અવસરે ગુણી માતાનું મૃત્યુ! વડીલને ઉપરાંત આ વાત જવાથી દરીયો તરી કીનારે ડુબવું! જેની વાર તેની ધાડ થાય ત્યારે શો આશરો! હે દૈવ તેં પાસું

હશે તે ખરૂં.

રાધા—વાહાલી! ધૈર્ય ધાર. સબુરીનું ફળ મિષ્ટ આવશે. હજી શું વહી ગયું છે? હું મામાને સમજાવી યોગ્ય સ્વામી અપાવીશ.

ચંદા—અરે બેન! એ અવસર ક્યાંથી! સાઠ વરસે પરણવાની અપેક્ષા રાખનારના ચીત્તપર કજોડા નિષેધ બોધ શી રીતે અસર કરશે?

રાધા—શું એમને વળી પરણવું છે! એ તે હોયજ કેમ? હું તો સાચું નથી માનતી.

ચંદા—બે ચાર જગો તજવીજ કરી પણ હજી ચોકઠું બેઠું નથી.

રાધા—અરરરર!! એ ચોકઠું તો નજ બેસવું જોઇએ. ચાલ મામાને સમજાવી વાત માંડી વળાવું; મારા કેહેવાપર ખચીત લક્ષ આપશે.

ચંદા—ચિતનો બળાપો ભયંકર સ્વપ્નાં, ને વડીલનો આગ્રહી સ્વભાવ એમજ સુચવે છે કે મારૂં ભાગ્ય કાચું છે.

રાધા—આ નરમ કરવા ચાલી. નિઃસંદેહ ધારજે કે તને રસિક પતીથી વિનોદ કરતી જોઇશ ત્યારેજ ધાન ખાઊંછું એમ સમજીશ.

(જાય છે.)

—⁂—

## પ્રવેશ ૩ જો.

### સ્થળ નથુચંદનું મકાન.

નથુચંદ તથા મનસુખ.

**મનસુખ**—શેઠ નથી જાગુતા કે?

રાત પડે ને વાહાણું વાય.
આવરદામાં ઓછું થાય.

પરણવું નક્કી છે તો જેને ફાંદામાં ફસાવવી હોય તેને વેળાસર ફસાવો ધરમના કામમાં ઢીલ શી?

**નથુ**—કેમ અલ્યા એમાં ફાંદો શાનો? શું હું ખડુ ઘરડો છું?

**મનસુખ**—તમને ઘરડા કોણ કહે? હું તો કહું છું કે તમારી પ્રીતિના ફાંદામાં કોઈ સ્ત્રિને ફસાવો એટલે લગન કરો.

**નથુ**—આપણો વિચાર કોઈ પરદેશથી લાવવાનો છે.

**મનસુખ**—એમ તો એમ જેને તેને ખાડમાં ઝીકવી છે.

**નથુ**—(જરા ગુસ્સે થઈને) શું મારી પણ મશ્કરી કે?

**મનસુખ**—સમજે તેની બલાહુર, મેં તો કહ્યું જેમ ખાડમાં પડેલ બીજાને ન દેખે તેમ આને પણ એવી પ્રીતિમાં લીન કરો કે તમારા વિના બીજાને ન દેખે.

**નથુ**—એ ગડબડ જવા દઈ તું તારે કામે વળગ.

**મનસુખ**—ગરીબનું કહ્યું માનો ઉતાવળ કરો તો સારૂં, જો આ પંચાતમાંને પંચાતમાં મોટે ઘેરથી તેડુ આવ્યું

તો મનની મનમાં રહી જશે.

નથુ—કમરે બોલતે બોલતે ફાટે છે કે? શું હું તારૂ બોલવું નથી સમજતો?

મનસુખ—મીજાજ તો ખરેખર એવોજ રાખવો, નહીં તો શેર નહીં પડે.

નથુ—નહીં નહીં બોલ, પહેલુ તેં શું કહ્યું.

મનસુખ—કાકા, વગર સમજે ઉંચા ન ચઢો તમે શેઠીઆ ઠર્યા, એટલે કંઇક મોટા ઘરવાળા સગાઇ કરવા ટાંપી રહ્યા હોય તે સગાઇ કરવા આવે, ત્યારે ના ન પાડતાં જેવી કંન્યા મળે તેવી વરવી પડે. શેઠ "મારવો તો મીર ને પેહેરવાં તો ચીર" માટે ઊતાવળથી કોઇ બાંકી ગોતી પરણો તો મન માન્યું થાય કેમ મારૂં કહેવું સોળ વાલને એક રતી છે ખરૂં?

નથુ—વાત તો વાસ્તવિક કહી. ડભોઇથી કાગળ આજ આવ્યો છે ત્યાં તને મોકલી નક્કી કરીશું.

મનસુખ—તમે વાર લગાડો છો તેથી મને ફીકર થાય છે, કે રખે ને તમે નનામીથી દોસ્તી કરી પડો.

નથુ—વળી નનામી કેમ?

મનસુખ—જેની સાથે તમે હવે ખરી દોસ્તી કરવાનાછો તે. તમે કોને પરણશો એ નક્કી નથી માટે હું તમારી આવતી વહુને નનામી કહું છું. પણ મોટે ઘેરથી તેડું આ-

પ્યાથી નનામીને વળગ્યા તો પસ્તાશો; ત્યાં ના નહીં પડાય.

નથુ—મોટા ઘરની કાંઈ જરૂર નથી, આપણે તો તું કરે તે કબુલ.

મનસુખ—મારા આવ્યા પહેલ નનામીથી બંધાશો તે નહીંના?

નથુ—વાહ! કેવો સારો નોકર! ભાઈ તારા આવ્યા પહેલ કોઈથી બંદોબસ્ત નહીં બાંધુ.

મનસુખ—પ્રભુ જાણે મને તમારા પંડનો હવે ભરૂંસો નથી.

નથુ—કેમ? ભરૂંસો શેણે નથી?

મનસુખ—તમે મોટા સેઠીયા ઠર્યા માટે.

નથુ—તું તારે નિશ્ચિંત જા હું દુકાને જઈ કાગળ લખાવી રાખીશ; સાંજે કાગળ તથા ખરચી લઈ સવારમાં વિદાય થજે.

મનસુખ—બહુ સારૂ સાહેબ.

(બંને જાય છે.)

---

## પ્રવેશ ૪ થો.

### સ્થળ નથુચંદનું દીવાનખાનું.

નથુચંદ—મનસુખ—તથા રાધા.

નથુચંદ—આવો રાધા બેન આજ તમે કયાંથી?

રાધા—આજ મારા વાંચવામાં એક ગરબી આવી, તે જ્યારે ત્યારે તમે મારૂં ગાવું વખાણો છો માટે તે તમને સંભળાવવા આવી છું.

નથુચંદ—વાહ! વાહ! બહુ સારી વાત. તારૂંને ચંદાનું ગાયન મને બહુ પસંદ છે.

વાંચ જોઇએ.

રાધા—

"જાણ્યું જાણ્યું હેત તમારૂ જાદવા" એ દેશી.

ઘડપણમાં પરણ્યાની વાત વીસારજોરે લોલ;
હોંશ હશે હૈયાણાં પણ કરો વીચારજો,
વૃદ્ધ તમે ગમશો કેમ બાળ ત્રિયા ચિતેરે લોલ;
દિન દિન નીર્બળ તમે સબળ એ નારજો. ઘડપણ૦ ૧
જોશી વૈદ્ય ધુતારા ધન ધૂતી જશેરે લોલ,
ક્રોડ રીતે નહીં ફરી જવાન થવાયજો;
પાકે ઘડે ચઢે નહીં કાંના કો પળેરે લોલ;
કામ પિડિત પર નવ કરગો અન્યાયજો. ઘડપણ૦ ૨
સદા નિરાશ ત્રિયા મન વાળે શી રીતેરે લોલ,
સ્વરૂપ જોબન દેખી આપશે શાપજો;
મન મૂકી હેતે નહીં વાત કરે ઘડીરે લોલ,
નહીં ગાંઠે તવ થશે પુરો સંતાપજો. ઘડપણ૦ ૩
ઈજત ઘટશે હસશે જન ટોળે મળીરે લોલ,

ઓરમાયું વળી કષ્ટ કળેશનું મૂળજો;
ઠકરાણી શેઠાણી નહીં શેવા કરેરે લોલ,
શીદ નાંખો હાથે ધોળામાં ધૂળજો. ઘડપણ૦ ૪
ઉરાડશે આડી વાટે ધન સામટુંરે લોલ,
કેમ જાણ્યું નીવડશે શાણી રાંકજો;
જો વંઠી નારી તો વારી નહીં રહેરે લોલ,
તમે વૃદ્ધ એ યુવા વીચારો કાંકજો. ઘડપણ૦ ૫
લોભ પ્રપંચે કાઢયો જન્મારો બધોરે લોલ,
ખાધું પીધું માણી પુરણ મોજજો;
તૈયારી બીજી દુનીયાંની ઢૂકડીરે લોલ,
ખરચી માટે કયારે કરશો ખોજજો. ઘડપણ૦ ૬
સુખ દોલત ધન આપ્યું છે કોણે સદારે લોલ,
અદ્યાપી તેનું નવ આવ્યું ભાનજો;
માટે મમતા મેલી ઈશ્વરને ભજોરે લોલ,
જન્મ સુધારો રાખી એમાં ધ્યાનજો. ઘડપણ૦ ૭

નથુ—વાહ વાહ કેવો મધુર સ્વર! કેવી સુંદર એની દેશી! મતલબ તો ખરેખર આપણે ન સમજયા.

મનસુખ—એ પણ કેવી સુંદર વાત!

રાધા—માસા તમને સાઠ તો પુરાં થઈ ગયાં હશે હવે જોરથી હીંડાય કે રાતે બરાબર દેખાય તો શાનું? ઘડપણમાં ઉમર ડુંગર થાય છે.

મનસુખ—જન્મથી અદ્યાપી શેઠ તો રાતાંધળાજ છે.

નથુ—અલ્યા લુચ્ચા, મને વળી રાતંધો ક્યારે આવે છે? બોલતે બોલતે છાકે છે કે શું?

મનસુખ—અરરરર! તમને રાતંધા કહેવાયજ કેમ? રાતે ન દેખાય કે ન હીડાય, એટલે આંધળા લુલા તો રાધાબેન કહે છે; તે તો તમારાં સગાં એટલે ગમે તેમ કહે, મેં તો કહ્યું રાતા ધોળા એટલે રૂપાળા ગોરા અને રાતા છે.

રાધા—માસા, હવે દુકાન સુધી શું કામ તસ્દી લ્યો છો? તમારે કાંઈ વાતની કમી છે? મુનિમ, જાણે ને દુકાન જાણે. હવે તો નીરાંતે ભજન કરવાના દીવસ છે.

મનસુખ—"પરબારૂં ને પોણાબાર" ગુમાસ્તાઓ ગમેતેમ લુંટી ખાય તેમાં રાધાબેનનું શું જાય? ભજન કરો ને બેઠ બેઠ ખાઓ એટલે જે હોય તે થોડા દહાડામાં પરવારી બેસો.

નથુ—રાધા, ચંદાની વાટ જોતી હોય તો તે અહીં હવે નહીં આવે. મળવું હોય તો એની મેડીપર જા.

મનસુખ—હા બેન ચાલો મુકવા આવું અમારા જવાન શેઠને ઘરડા ઘરડા કરયા કરો છો એ કાંઈ ઠીક નહીં.

રાધા—આવા ધુતારા પોતાના સ્વાર્થને માટે ગમેતેમ કહે પણ માસા તમે જે કરો તે પરીપુર્ણ વીચારીને કરજો; કહેનારા ખશી જશે ને વેઠવું તમારે પડશે.

નથુ—એમ કેમ કહેવું પડે છે? શું હું મારૂં હિત નથી સમજી શકતો? મને કોઇ શું ઠગશે?

રાધા—હું તો કહું છું કે તમારે ઇશ્વર કૃપાથી કોઈ વાતની ખામી રહી નથી ખાધું, પીધું, હાંણ્યા, માણ્યા, હવે ત મારેપાછલો પહોર છે, "હાથે તે સાથે" ઇશ્વર આરાધ નામાં મન રાખી જન્મ સફળ કરો હવે તમારી બલા માથાકુટ કરે છે. સંસારી કુથલીમાં શું માલ છે.

નથુ—તારૂં કહેવું બરોબર ન સમજાયું મુળ વાતની મતલબ શું છે!

મનસુખ—કહે છે કે તમે બાવા થઇ જાઓ ને બધી મીલકત દોલત ચંદાને સોંપી દયો.

રાધા—તમામ નોકરોને તમે ફરી પરણો તો લાભ છે. કોઇ વૈદ લાવે કોઇ જોશી લાવે, કોઇ સગાઈ કરાવે, કોઇ જાપ જપાવે, કોઇ પુત્ર અપાવે, પણ વિચારો એમાં તમને શું લાભ? મેં ઉપર ગાઇ બતાવી તે હાની જવાનીમાં અનેક રીતે પ્રયત્ન કરતાં પણ પુત્ર ન થયો તો ઇશ્વર ઇચ્છાજ એવી છે એમ માનો. પ્રયત્ન કરે પુત્ર થતા હત તો રાજાઓનું નીવંશ જાતજ નહીં. પરણવા પુંઠે કેટલો પૈસો ખરાબ થશે! તમને એથી લાભ શું! કાંઇ વૃદ્ધાવસ્થા ચાકરી કરનારની ખોટ નથી. નહી પરણો તો વક્રર બંધાયો રેહેશો. કાળા મણ બે વર્ષ વધારે બાલશો, કેમ કાંઈ

ધ્યાનમાં ઉતરતું હોય તો વધુ સમજાતું. તમારો ચહેરો ક્રોધાંધ લાગે છે એટલે હું કહેતાં સંકોચાઉં છું.

**મનસુખ**—બહુ સંકોચાણાં કાંઈ કહ્યું છે? ચંદાને મીલકતની વારસ કરી પોતાને લુગી ખાવા આ બધાં કરતુક છે. પણ જુઓ તો ખરાં શેઠ ખરા તો હાલ હાલ નવી લાવી બેસાડશે ને પ્રભુ કાલે પુત્ર આપશે. એવાતે શેઠ શું ઘરડા છે? સાફ સો વર્ષનુંજ આયુષ્ય હોય તોપણ હજી અરધી ઉમર ગુજરી છે. રાધા બેન, તમારે આમ કહેવું નોહોતું જોઈતું શેઠને બહુ ખોટું લાગ્યું છે.

**નથુ**—રાગડો તાણ્યો ત્યારથી હું મતલબ સમજ્યો છું. અલી ડાગલી ! પંચાતડી ! તારા કરતાં મને ઘણાં વરસ થયાં છે. આજ પછી મારી પંચાત કરી તો તું તારી વાત જાણે. જેમ જેમ ખામોશી પકડી સાંભળ્યું તેમ તેમતો આઠારેજ ગઈ. તું સગી એટલે કંઈ નથી કહેતો બાકી કહેવામાં કાંઈ મણા નથી રાખી. કૃપા કરી હવે આ તરફ પગલાં ન કરશો. જાઓ પધારો ચંદા પાસે “ દીઠા દેવ ને પુગી જાતરા. ”

**રાધા**—(સજળ) ભુલી માસા માફ કરો. તમને ગમ્યું તે ખરૂં. (જાય છે).

**મનસુખ**—છોકરે છાશ તે આનું નામ. જરા વખાણ્યાં એટલે ડાહ્યાં થઈને શીખામણ દેવા આવ્યાં. “ હલાવી ખીચ

ડીને મલાવી દીકરી."

નથુ—શું હું એટલો બધો ઘરડો છું? રાંડ લુચ્ચી મારૂં નખોદ જવાની સલાહ દેવા આવી. નાંને મોહે મોટા કોળીયા ભરવા એ તે શું?

મનસુખ—ખરેખર કહો છો. કાકા, પરણો તો ખરા, બાઈ સુલક્ષણી હશે તો પુત્ર પ્રભુ આપશે. હવે હું સવારે વિદાય થઈશ.

નથુ—હા "શેઠનો શીખામણ ઝંપે" બંને શુભ કામ કરી વેહેલો આવજે. મેં કહ્યું છે તેમ ગંદાનું ચોકઠું પણ બેસાડતો આવજે, નહીં તો એ આને રાધા મળીને બિચારી નવીને નારાં બેઠાં જંપવા નહીં દે.

મનસુખ—"દીકરી તો સાસરેજ શોભે" કાંઇ ફિકર નહીં. પ્રભુ તમારૂં સારૂં કરે.

( બંને જાય છે.)



## પ્રવેશ ૬ ઠો.

### સ્થળ રાધાનું આંગણું.

રાધા તથા મનસુખ.

રાધા— "સલામ સહુને હાલ સાહેબો" એ રાગ.

અબળાઓ પર કેર, થાય છે અબળાઓ પર કેર.
કોઇ ન આણે મે'ર. થાય છે અબળાઓ પર કેર. ટેક
સુધરેલા જન નવ બાંધે ત્યાં, મુર્ખા તોડે તેર. થાયછે૦ ૧
શું જાણું વડીલો તે કયાંનું, અમપર વાળે વેર. થાયછે૦ ૨
હીણુ વરાનાં ઘાયલ જાણો, છે સરવે ગાહેર. થાયછે૦ ૩
અંધ બાન ને તેપણ એને, કેમ થાપે નિજ ઘેર. થાયછે૦ ૪
હીણુ વરનું દુખ ખમવા કરતાં, ઉત્તમ પીવું ઝેર. થાયછે૦ ૫
પરાધીન લાચાર અમારૂં, નવ ચાલે કોઇ પેર. થાયછે૦ ૬
બાલ કજોડા તણા ટાળવા, દેવ લગાડ ન દેર. થાયછે૦ ૭

**મનસુખ**—( પ્રવેશ કરીને )

લેવા ગઇ પુત્ર, ને ખોઇ બેઠી સ્વામી;
કેમ રાધાબાઇ, આજ કેવો લાભ પામી?

**રાધા**—રે દુષ્ટ! તને પ્રભુનો પણ ભય નથી?

**મનસુખ**—પ્રભુ આધીન જગત બધું, મંત્રાધિન સહુ દેવ;
તે મંત્રો બ્રાહ્મણ ભણે, માટે બ્રાહ્મણ દેવ.

**રાધા**—કોઇ રાંક બાળાને શબવત્ પ્રાણી સાથે લગ્ન કરાવવા તંત્ર બાંધે છે તે મહા પવિત્ર થઇશ.

**મનસુખ**—સ્વામીની સેવા કરવી એ સેવકનો ખાસ ધર્મ છે. બાકી તો "કરેગા સો પાવેગા."

**રાધા**—હરી હરી! હડહડતું કજોડું!!

**મનસુખ**—કજોડું નહી પણ સજોડું.

રાધા—એ તે કેમ બને? આતો સાવ સુકાઇને ખળખળી ગયોછે.

મનસુખ—પેલી પણ આ સ્વામીં જોઇ દુઃખથી ખળખળી જશે.

રાધા—અરે આતો આંધળો છે!

મનસુખ—એ પણ રોઇ રોઇને આંધળી થશે.

રાધા—આતો અશક્ત છે.

મનસુખ—લાંબે દહાડે એ પણ દુઃખથી અશક્ત થશે.

રાધા—આતો ચાલને ચાલને ધ્રુજે છે.

મનસુખ—એ બાઇ પણ વરરાજાને નીહાળી ધ્રુજશે.

રાધા—આવા વરને જોઇ કંપારો છુટશે ને લોકો હસશે.

મનસુખ—તેની સાથે સાવ નાની વહુ જોઇને પણ તેમજ થશે.

રાધા—આતો થોડા દીવસમાં બીલકુલ વાંકો વળી જશે.

મનસુખ—વાહ વાહ! આ વર જરા ઊંચો પડે છે તે વાંકો વળ્યાથી વરવહુ સરખાં દેખાશે એટલે બરાબર જોડ મળી રેહેશે.

રાધા—ટુંક મુદતે એ બાઇ રંડાઇ તો કેટલું કષ્ટાશે ને તે કષ્ટ અપાવનાર તુંજ છે માટે કેટલું બધું પાપ લાગશે!

મનસુખ—તેમ થયું તો એ કષ્ટાવાને બદલે સ્વતંત્ર થશે એમાં તમે ન સમજો.

રાધા—તો પછી ઊલટાં ઘણાં પાપ કરશે.

મનસુખ—પુનર્લગ્ન કરશું એટલે કાંઈ નહીં થાય.

રાધા—બાપ્યાં ભાઇ તારા જેવાથી કદી પ્રભુ પનારો ન પાડે.

મનસુખ—તો મારે કાંઇ જરૂર પણ નથી. હું મારા કામમાં સાલવું છું.

( જાય છે. )

રાધા—બિચારી ચંદા ! દુર્ભાગી ચંદા ! કામ પંડિત ચંદા ! "આગળ આંધળો તેનું લશ્કર કુવામાં" એના વડીલના વિચાર ઊંધા ત્યાં એનું કલ્યાણ થવાની શી આશા! હાયરે રૂઢી! ઘણું સમજે છે, હોશીયાર છે, પતિ પસંદ કરવાને સમર્થ છે, હદ ઊપરાંત ઊમરે પહોંચી છે, તત્રાપિ પરાધીન! "પરાધીન સપને સુખ નાહી" જ્ઞાન, ચતુરાઇ અને વિદ્યા સંપાદન કરવાનો શ્રમ ફોગટ જવા સમય આવ્યો ! લાંબા કાળનો શુભ આશાઓનો નિવાસ અંતઃકરણમાંથી દુર કરી તેની વિરૂદ્ધ તર્કો ઊત્પન્ન કરવા વખત આવ્યો ! "ડાહ્યો દુશ્મન પણ સારો" ગણાય ત્યાં જેના હાથમાં તમામ આશાઓની દોરી તેજ મુર્ખ. આંખો મીંચી ચાલનારને સારે રસ્તે ચડવાની શી આશા ? ખરેખાત એનું ભાગ્ય કઠિણ છે. એનો ગભરાટ ઓછો કરવાને પણ શું દિલાસો આપું ?

( જાય છે. )



## પ્રવેશ ૭ મો.

### સ્થળ પ્રીતમલાલનું ઘર.

પ્રીતમલાલ ને અંબગારી.

**પ્રીતમલાલ**—"ઓધાજીના સંદેશાની હગી".

રીત મઝા વિરાત કજોડાની પડી,
બાળકપણમાં પરણાવે બાપ પજો;
ધન ખરચે અગ વેઠી અલ્પ મતિવડે,
પણ એથી પામે શિશુઓ પરિતાપજો. રીત૦ ૧
જેગ તેગ લાકડે માંકડું મેળવે,
જુઓ રૂપ કુળ લ્હાંણું માંગવા કાજજો;
કેળવણી ઉમરનો નવ વધો કરો,
નાંના બાળ વરાવે દાધે લાજજો. રીત૦ ૨
ભાઈ ભણે વિદ્યાશાળામાં હોંશથી,
થાય નવીન પરીક્ષાઓમાં પાસજો;
બાઈ શીખે લઢવું ને ગાળો ભાંડવી,
ઘરમાં સહિયર સાથ કરે કંકાસજો. રીત૦ ૩
ભાઈ કરે ભાષણો સભામાં શોભતાં,
રચી નિબંધો ઘણું મેળવે માનજો;
બાઈ ગપાટા મારે બેશી ઓટલે,
પરનિંદા પરચેટામાં ગુલતાનજો. રીત૦ ૪

ભાઇ ગણિતમાં ઉત્તમ જ્ઞાન ધરાવતા,
વિદ્યા ચરચા પ્રાણપ્રીય નિર્નાશજો;
બાઇ ન જાણે બાર ધાણા કે બે ધાણા,
ભણવાનું કહે દુઃખના ખાણે શીશજો. રીત૦ ૫
ભાઇનાગા વીદ્વાનો જ્ઞાની સેખતી,
શીખે વિધવિધ હુન્નર રોજ બરોજજો;
બાઇ શીખે કામણ ટુમણ ને વશીકરણ,
કરે જતી જોગી ફુતારા ખોજજો. રીત૦ ૬
ભાઈ પ્રિયાને બોલાવે બહુ પ્યારથી,
સુધારના શીખામણ દે થઇ શાંતજો;
બાઇ ખુશીમાં ગાંડુ ઘેલુ બોલતાં,
બહુધા છણકા સાથ કરે કલ્પાંતજો. રીત૦ ૭
ભાઈ ઘણા શોકી ગાયન નો રાગના,
કવિતા પદ રચનામાં બહુ વખણાણજો;
બાઇ ફટાણાં ગાવાને ખંતી રાધા,
આજ શીખે ને કાલે ભુલી જાયજો. રીત૦ ૮

અંબા—હવો હવે ગાયાજ કરશો કે કાંઇ બોલશો પણ ખરા?
વારે વારે ભાઇને બાઇ તે શું કહ્યા કરોછો.

પ્રીતમ—ગર્ધવને ગંગાજી પવિત્ર તો ન કરે, તોપણ તું બો-
લવાનું કહે છે તો સાંભળ—

"સાંભળજો સજ્જન નર નારી" એ રાગ.

ઉઠી પ્રભાતમાં ઇશ્વર સમરી, આજ્ઞા પતિની માગીજી;
દાતણ પાણી કરી શુદ્ધ થઈને, ઘર ધંધે જા લાગી.

સાંભળ ગુણવંતી.

મધુર વચનથી બાળ જગાડી, ભણવા મોકલ વેહેલા.જી;
પતી શેવાનાં કારજ હોય તે, કરવાં સહુથી પહેલાં. સાંભળ.
દાતણ, નાવા પાંણી, પુજાપો, હાજર કર મૃદુ વચનેજી;
શક્તિ વિચારી [illegible]ઇ સુધારો, ધાન કેળવવું જતને. સાં૦
સ્વચ્છ સુઘડ રહેવું હરવખતે, સહુને જમાડી જમવુંજી;
પર નિંદાપર ધ્યાન ન આપી, સંપી સરવને નમવું. સાં૦
ગુંથવુ, ભરવું, લખવું, વાંચવું; જ્ઞાન બળકને દેવુંજી;
પાળી શિયળ વૃત્ત હાસ્ય વિનોદે, રાજી અહરનિશ રે'વું. સાં૦
ઇશ્વર સમરો [illegible]ક્તિ કરી, આળસ અંગ ન ધરવુંજી;
સ્વામી કૃપા સહુથી સુખ મોટું, કંથ કહે તેમ કરવું. સાં૦
ગજા સમાન ખરચ કરવું નિત્ય, એ હું ગરીબનું લેવુંજી;
દેખાદેખી સ્વપ્ને ન શીખવી, શાન્ત, સંતોષિત રે'વું. સાં૦
કુડ કપટ કે ક્રોધ ન કરવો, પ્રાણાધિક પતી ગણવોજી.
વાંક વિસારી ગુણ ઉર ધારી, શબ્દ ન સામો ભણવો. સાં૦
ઘટિત બોલવું ઘટિત પેહેરવું, ઘટિત જગાએ જાવુંજી;
સંપ જાળવવા અડચણ ખમવી, સ્નેહી કુટુંબ ચહાવું. સાં૦

સ્ત્રીના સુખનું મૂળ સ્વામીછે. ગુણે[illegible] ધનાઢ્ય કુટુંબ-
વાળી, ગ્રહસ્થનો પુત્ર, સ્વરૂપા, જ્ઞાની, અને સુસ્વભાવી

હોય તત્રાપિ પતિની કૃપા વિના બધું વ્યર્થ છે. જન્મનો સાથી, દુઃખનો ભાગી, ખરો પાળનાર અને કુળ સંસારી સુખ આપનાર પતિ છે. વૃદ્ધાવસ્થા, મંદવાડ, આપતિ, અને ટુંકામાં દરેક સ્થિતિમાં તેનો સહાય કરનાર સ્વામીજ છે. જ્યાં સુધી સ્વામી છે ત્યાં સુધી સૌભાગ્ય, સંસારી સુખ, માણસોની પ્રીતિ અને બેફિકરી છે. પતિએ તજેલી સ્ત્રીનો કોણ વાલી! તેની કેવી ઇજ્જત! તેને કોનો આશ્રય, દિલાસો, અને સંતોષ! "ભીખનો પણ ભાંગે કયાંથી." વળી વિધાતાએ જે જોડું મેળવ્યું તે ખરૂં. પરનું ઘર, દોલત, રૂપ, ગુણ, અને કુટુંબ આપણે શા કામનું? આપણાથી અસંતોષ માનવાથી જે દૈવે આપ્યું હોય તેમાંથી પણ ઓછું થાય છે. દૃષ્ટાંત—કદરૂપા દુર્બળ કે મુર્ખ પતિથી અસંતોષ પામી પરપુરૂષને ચાહાનારને શું સુખ અને લાભ! "ચાર દહાડા ચાંદની" પરપુરૂષ સ્વાર્થ સાધતાં સુધી ચાહ્યા પણ પછી શા હાલ! ધણીની તો વ્યભિચાર કરી અપ્રીતિ સંપાદન કરે, પછી વૃદ્ધાવસ્થા, આપતિ, મંદવાડ, અને પરપુરૂષ ન ચાહ્યા ત્યારે શા હાલ! પાપનો ઘડો ફુટે ત્યારે કેવી ઇજ્જત અને કેવડું મોટું કલંક! રાજાના મહેલ દેખી ઝુંપડું પાડનાર જેવો પસ્તાય, કંદોઇની દુકાને મીઠાઇ દેખી પોતાની જાર વેચનાર જેવો દુઃખ પામે, તેવાજ હાલ પોતાના સ્વામીથી સંતોષ ન માની, પરની આશા રાખનારના થાય. પતિ સેવા સર્વ પુન્ય, તિર્થ, અને સત્યકર્મથી વધે છે, રાજાની રાણી

પણ પતિ કૃપા વિના અસહ્ય કષ્ટ ભોગવી એક ખુણામાં પડી રહે છે. સઘળા સુખનું મુળ પતિ છે તો તેને કટલો ચહાવો અને તેની પ્રીતી સંપાદન કરે કટલો બધો લાભ! કેમ કાંઇ સમજવું પડે છે તો વધારે બોલું.

**અંબા**—અહાહા! આજ તો સમજણના ગાડા ભરી લાવ્યા છે તે સઘળા કોથળા છોડવા માંડ્યા છે. જ્યારે ને ત્યારે કહેશો કે મરજી આમ ને મરજી તેમ. ફુલણજી પોતાને મોહે ફુલ્યા કરશો, જાણે મુલકમાં હુંજ છું.

**પ્રીતમ**—આળું ન સમજો એ વાતનો મર્મ વિચાર. આટલું બધું સુખ કોના પ્રતાપે ભોગવ્યું છે?

**અંબા**—અહેહોહે! કંઇ સપાટું કરતા હશો! એકલા તમેજ બઇરીને પાળતા હશો! ભડું થયું હવે ઝાઝા ફુલાશો તો ક્યાંક પેટ ફાટી જશે.

**પ્રીતમ**—અફસોસ!! ગધેડાને સાકરનાં શરબત શાનાં હોય.

**અંબા**—તમને પરણ્યાં માટે ગધેડાં કૂતરાં જે કહો તે ઓઢ્યું. અમે તો એવાં છીએ ને એવાંજ રહશું. એમ હતું ત્યારે શું કામ પરણ્યા?

**પ્રીતમ**—બાલ્યાવસ્થામાં વડીલોએ ફસાવ્યો ત્યાં લાચાર. ઉપદેશથી અસર કરી ધીરે ધીરે સુધારવા આશા હતી, પરંતુ મારાથી જ્યારે ડાહ્યાં ત્યાં બીજી શી વાત કરવી?

**અંબા**—મુકો એ માથાકુટ. મને તો નિંદ્રા આવે છે.

**પ્રીતમ**—હરી હરી! આ કેવું મહા ભારત સંકટ! પુરૂષનો સંસાર સ્ત્રીથી છે. તે સાળી તો સંસાર સાજોને તે અવળી તો સંસાર અવળો. ઈંદ્રિયોનો ભોગ તો પશુઓને પણ છે. માણસને વધારામાં તર્કશક્તિ તેનો ઉપયોગ શી રીતે કરૂ? જેની જેમ કુહાડો તેને બોલાવ્યાથી ઘા વિના બીજું શું મળે! મુર્ખ સ્ત્રી વર્યાથી દૈવ કૃપાને પ્રાપ્ત થયેલ છતાં જનાવરની સ્થિતિ ભોગવું એ શું થોડો પરિતાપ! ઔષધને ખાલે કરી ન પાળે ત્યાં રોગ શાન્તિ ક્યાંથી! શિખામણ ન સાંભળી સામું ન્હસ્યા ભાળે ત્યાં સ્નેહ ક્યાંથી! પાસે બેસવું, આનંદથી બોલવું, સ્નેહથી વર્તવું જેના ભાનમાં નથી તેના પર કરેલ પ્યાર ફોગટજ છે. પરાણે પ્રીત કેમ થાય!

**અંબા**—દીઠે મોં ન ગમે, મનમાં ક્યારે રાંડ મરે ને બીજી સુધરેલ પરણું એમ વિચાર ભમે, ત્યાં હેતનું શું પુછવું! નિશ્ચય છે કે રોજ કાળો છો તે વખતે પાન પટીમાં ઝેર દઇ પુરી કરશો ત્યારે જ પશો.

**પ્રીતમ**—ત્રાહિ! પ્રભુ ત્રાહિ!! જે મને પ્રાણ ઘાતક શત્રુ ગણે તેનું હેત પણ તેવાજ પ્રકારનું હોવું જોઇએ. એ દુઃખી જીવ! જેમ બોલીશ તેમ સંતાપ પામીશ માટે બેહેતર છે કે મનમાં બળ્યા કરી શબ્દ બહાર ન કાઢું.

**અંબા**—આમે ક્યારે હેતથી બોલો છો? હશો, ત્યારે આંહિ પણ ક્યાં બોલવાને બેશી રહ્યું છે. પોતે બળી બીજાને બા-

જવાનું કહો છો, પણ હું કાંઈ એમ પેટ ખાઉં એવી મુર્ખ નથી. હાય હાય! એમ મનમાં લાવીયે તો બીજે દહાડે મરી જઈએ.

(જાય છે.)

---

## પ્રવેશ ૮ મો.

સ્થળ ડભોઈમાં નથુ શેઠની દુકાન.

મનસુખ—કેશવલાલ—અને ગુમાસ્તા.

મનસુખ—(મનમાં) પુછી ગાછીને દુકાંન ઓળખી માટે હવે ગુમાસ્તાઓ અને મુનીમનું જરા પાણી તો જોઉં? (ગાય છે.)

લાવણી.

રે ઊઠો ઊઠો મુનીમ ચાકરો ઊઠો,
લુંટાય તેમ આ મુર્ખ શેઠને લુંટો;
ઘડપણમાં માંડયા જવાનીયાના ચાળા,
આંજી માંજીને મનથી બને રૂપાળા. ૧
મરણનું તેડું ઘડી ઘડીમાં આવે,
તદપિ વરરાજા થવા હોંશ બહુ લાવે;
પરણીને મરશે તોજ ગતે એ જાશે,
નહિતર તો પાછળ ભૂત ખચીતજ થાશે. ૨

માટે સહુ એક જવાબ વદોરે "હાજી",
કાઢો પરણ્યાની વાત શેઠ રહે રાજી;
સહુ જલદી ખીસા ભરો ગજા પરમાણે,
જાશે છટકી હાથથી સાંઝ કે વાણે. ૩
કોઇ વૈદ્ય લાવીને ઓષધ ખૂબ અપાવો,
કોઇ ઉંમર વધવા જબરા જાપ જપાવો;
કોઇ રૂપ વખાણે વાત વિવાહની કાઢી,
કોઇ ગળી ચોપડી શ્યામ કરી દો દાઢી. ૪
કોઈ જોશી પાસે પુત્ર થશેનું કહાવો,
ભૂંડાય તેમ લૂંટો દાવ છે આવ્યો;
હ્યો નગદા નગદી ગણો જરી નવ વાંધો,
કોઇ તોડે તો છળ કરી વાત આ સાંધો. ૫
છે હરામનું ધન હરામીયો સહુ ખાશે,
જે રસ્તે આવ્યું તેજ મારગે જાશે;
હું ખ્યાલ થયો સહુ થશો ખ્યાલ મુજ જેવા,
આવ્યો છું કરીને ખેપ વાત આ કહેવા. ૬

કેશવલાલ—અરે ભાઇ તું કોણ છે?

મનસુખ—વાણીકના ભાઇ થવાની કાંઇ જરૂર નથી કારણ કે "વાણીયો મિત્ર નહીં ને અપરાણી પવિત્ર નહીં".

ગુમાસ્તો—આ પંચાતીયો વળી ક્યાંથી આવ્યા છે?

મનસુખ—મારૂં એક કામ કરશો?

કેશવલાલ—બોલ ઝટ શું છે?

મનસુખ—ઘોડે ચઢવાનું નથી. સાંભળો. શ્લોક.

ભલે આવ્યા મુખે બોલી, કહો કે આંહી ઊતરો;
જમાડો મુજને લાડુ, પરોણા ચાકરી કરો.

કેશવ૦—કોઈ ચળેલો જણાય છે.

મનસુખ— મહારાજ પધાર્યાછે, દાળિદ્ર સહુનાં જશે;
ફાટગાથી ઓળખ્યા પે'લાં, પાતાવો આખરે થશે.

ગુમાસ્તો—જા જા વચમાંથી ટકટક કરતો; નહીં તો માર પડશે.

મનસુખ— નથુશેઠની આ પેઢી, મુખી છે કેશવો મહીં,
લુટે છે સહુ જે દીથી, ચંદાની મા મરી ગઈ.

કેશવ૦—અરે તને નામ કોણે બતાવ્યું? આ શું!

ગુમાસ્તો—શેઠ, એવા લુચ્ચા કંઈક આવે છે, મુકો માથાકુટ એટલે એની મેળે થાકીને જશે.

કેશવ૦—અલ્યા ભાઈ તારૂં નામ ઠામ તો કહે.

મનસુખ—કહેવાના તો સમ ખાધા છે. ઉતારો આપો તો ઉત્તમ વાત. નહીં તો આ ચાલ્યા.

કેશવ—કહ્યા વિના ક્યાંથી ખબર પડશે? કોઈ ખરેખરો ગાંડો જણાય છે.

મનસુખ—કહ્યા વિના ખબર પાડવી એજ મારો નિશ્ચય છે, લ્યો આ કાગળ (આપેછે).

કેશવ૦—(વાંચીને) પધારો પધારો મહારાજ માફ કરજો.

પ્રથગાળી નાહક શું કામ માથાકુટ કરી?

ગુમાસ્તો—ગોર માહારાજ માફ કરજો. (પગે લાગે છે.)

મનસુખ—અગાઉ કાઇ બોલાવતાએ નહોતા પણ જયારે, એક મુર્ખ પણ ધનાઢ્ય શેઠનો નોકર જાણ્યો, ત્યારે તેની ખાતર ખમાં ખમાં કરે છે. પઇસાની કેવી કેવી વિચિત્ર ખુબી છે?

કેશવ—હાલ ખાઇ પી જરા સુઇ રહો, રાતે મેં જે ગોઠવણ કરી રાખી છે તેમાં તમારો મત લઇ નક્કી કરીશું.

મનસુખ—ચાલો મને વેળાસર ખાવા પીવાની સગડ કરી આપો. (સહુ જાય છે.)

---

## પ્રવેશ ૯ મો.

### સ્થળ કચરા શેઠનું મકાન.

કચરો—કેશવલાલ તથા મનસુખ.

કેશવ—કચરાભાઇ વાત નકી સમજવી; હવે પ્રસિદ્ધ કરશું.

કચરો—પણ બે હજાર હાલ, ને બે હજાર લગ્ન થયા બાદ એમાં પાઇનો ફરક ન પડે.

મનસુખ—ચારને સાટે પાંચ હજાર આપું તો એ છોકરી મને આપો ખરા?

કચરો—(હસીને) શું સમજતા હશો! તમને તે અપાય?

મનસુખ—નથુ શેઠનો નેવું વર્ષના છે માટે કોઇ ફંફડા રાજ પુત્રને પરણાવી આપું તો આપણા બંનેનાં દળિદ્ર જાય.

કેશવ—મહારાજ તમે તો બહુ વિચિત્ર છો, આંહી પણ મશ્કરી!

કચરો—શું ભાઇ ખરૂં કહો શેઠને કેટલાં વર્ષ થયાં છે?

મનસુખ—નેવું ઊપર ત્રણ લટકાનાં,
આંખ કાન ધબ છે બેવાનાં.
લુલો લંગડો મારો શેઠ,
બોલ્યા પ્રીય પુત્રી કે પેટ.

કચરો—હેં ભાઇ આશું કહે છે?

કેશવ—એને વધારે બોલવાની આદત છે. શેઠને ઘણાં તો પચાસ વર્ષ થયાં હશે, પણ દેખે તો કોઈ ચાળીસ અટકળે.

મનસુખ—"વરસ તો વેશ્યા છુપાવે" કેસુભાઇને ટાઢાપોરની અસર થઇ ખરી.

કચરો—ભાઇ સહેજ ખરૂં ન કહો તો ધરમના સમ.

કેશવ—કચરા શેઠને ગળે હાથ છે; બસ જાઓ મારા ભાઈ આટલો પણ ભરૂંસો નથી આવતો?

મનસુખ—"ચઢ જાઓ બેટા શૂળીપર" કચરાને ગળે હાથ તેમાં તમારે શું?

કચરો—હાંહા! તમે તો હસો છો. પણ જો શેઠ નેવુ વરસના હોય તો મારૂં નાક વઢાય.

મનસુખ—કોઇ તમારૂં નાક વાઢે તો હું જામીન ને કહી એમ

હોય તોપણ ચાર હજાર મળે ત્યારે એક છરીનાં માથી શું કામ ડરવું જોઇએ?

કેશવ—મહારાજ બોલતાં જરા ભાન રાખો. "વિવાહનું વરશી ન કરો" માણુસનો દરજ્જો તો વિચારો. એઓ કેવા ખાનદાન છે?

મનસુખ—નેવું વર્ષના શેઠના સસરા થયા ત્યારથી હું તો શું, પણ બધી દુનિયાં એમને ખાનદાન કહેશે એટલે એમના જુના ખાનદાનની કાંઇ જરૂર નથી.

કચરો—કસુભાઇ, જો શેઠ નેવુંના હશે તો પછી વાંધો પડશે.

મનસુખ—વાંધો શું કામ પડે? બે હજાર વધારે લેજો.

કચરો—કેમ ભાઇ, આ વાત કબુલ છે કે?

કેશવ૦—અરે તું તે કામ કરવા આવ્યો છે કે મશ્કરાં કરવા? આ તે શું? કચરાભાઇ જાઓ નેવું વર્ષના હોય તો બે શું ત્રણ હજાર વધારે.

કચરો—બસ તો હવે તમે કહો ત્યારે લગ્ન ઠરાવીયે.

મનસુખ—કચરા શેઠનો વિચાર દ્રઢછે કે નહીં તેની મેં તો પરીક્ષા કરી કે આપણી સાથે સંબંધ બાંધવા પાકો વિચારછે કે નહીં.

કચરો—(ફુલાઇને) કેમ પણ! આપણામાં પોણી શોળ આની નોઇ?

મનસુખ—હું તો હસતો હતો. શેઠ કજોડાલાલ જેવાછે તે :

જોશો ત્યારે જાણશો.

શવ—ધરમના કામમાં ઢીલ ન કરવી. કેમ મહારાજ તમને મુરત જોતાં આવડેછે?

મનસુખ—મનેતો મુરત ને મુંતર બંને જોતાં આવડેછે.

કેશવ—વળી મશ્કરી?

મનસુખ—મેં તો કહ્યું કું જોશી તથા વેદ્ય બંનેનું કામ જાણું છું.

કપરો—હાહા બરોબર વાત કહી, વેદ્ય પેશાબ જોઇને ઘણી વાર ઔષધ આપેછે.

મનસુખ—"પુનમનો પડવો ને અમાંસની બીજ"

"અપુછક મહુરત તે તેરશને ત્રીજ"

પુનમનો પડવો એટલે ધુળેટી, અમાસની બીજ એટલે ભાંવડની બીજ, ધનતેરશ, અને અખાત્રીજ, એ ચાર તો અપુછક મુહુર્ત કહેવાય. માટે અખાત્રીજ ઠીક પડશે.

કેસવ—ત્યારે એજ નિશ્ચય હવે અમે રજા લઇયે છીયે.

(સહુ જાયછે.)

---

## પ્રવેશ ૧૦ મો.

### સ્થળ પ્રીતમલાલનું ઘર.

અંબાગવરી, કેશવલાલ તથા મનસુખ.

અંબા—આવો કેશુભાઈ આજ તમે ઘણી જુના મહારાજ

કેશવ—નકામા તો નહીંજ આવ્યા હોઇએ; શી ક્યાંછે?

અંબા—પોતે તો આજ ચાર દિવસથી સાહેબની સ્વારીમાં ગયાછે.

કેશવ—પાછા ક્યારે આવશે?

મનસુખ—(ધીમેથી)ઇશ્વર લાવશે ત્યારે.

અંબા—તે તો કહી ન શકાય આ ભાઇ કેમ આવેલછે?

મનસુખ—પોતાથી ન થઇ શકે એ વાતમાં ન પુછવું.

કેશવ—એમને પણ કહેતો ખરા.

મનસુખ—એમને તો પાલવે કે નએ પાલવે.

અંબા—ન પાલવે એવું શું છે?

મનસુખ—અમારા શેઠની તો સગાઇ નક્કી થઇ પણ હવે તમે સગાઇ કબુલ રાખશો કે કેમ?

અંબા—(મનમાં) પોતે રોજ ધમકી આપતા તે જરૂર બીજી કરી હશે નં આ માણસ પણ એટલાજ સારૂ આવેલ હશે. (ચાસન) ક્યારે થઈ?

મનસુખ—કાલ રાતે કચરા શેઠને ઘેર થઇ.

અંબા—(મનમાં) કન્યા પણ મોટી છે, બસ એ તો એજ રાંડ સોખ પેદા થઇ. (ચાસન) ભલે થઇ તેમાં મારે શું?

મનસુખ—એતો ખરૂં. પણ હવે તમે સગાઇની વાત કબુલ રાખશો કે નહીં?

અંબા—મારે કબુલવાની કશી જરૂર નથી.

મનસુખ—નહીંજ કબુલો!

અંબા—હું તો માથું જાય તોપણ ન કબુલું.

મનસુખ—(કેશવલાલને) માથું જાય તો માથા રહિત વેવાણને શું કરીએ? માટે ચાલો.

કેશવ૦—(હશીને) હવે બહુ થયું ભરમ ખોલી નાંખો.

અંબા—મારે કાંઇ કામ નથી. વળી એમાં ડાહ્યા થઈને પુછવા તે શું આવ્યા છો?

કેશવ—એ તો નથુચંદની સગાઈ વિશે કહે છે, તમે તમારૂં ન સમજો. ખાસ કામ તો બીજું છે.

અંબા—કેમ ભાઈ શા કામે આવ્યાછો?

મનસુખ—પ્રથમથી ના પાડે તેની પાસે કહેવામાં શું ફાયદો?

કેશવ—અંબાબેન આમ આવો. (એક બાજુએ લઈ જઈ સમજાવે છે.)

મનસુખ—(મનમાં) લુચ્ચા કેશવાએતો આંહી પણ પ્રથમ પોતાનું સાજું કરવા માંડયું, પણ આપણે એનું પણ ટીલું ચાટીયે એવા છીયે કાંઈ ચિંતા નહીં.

અંબા—(પાસે આવીને) ભલે ભાઈ તમારા મોંમાં ગોળ. અમારે ઘેર નથુશેઠની દીકરી કયાંથી.

કેશવ—(મનસુખના કાનમાં) ઠીક શીકાર માળ્યો છે માટે ના ન પાડીશ.

મનસુખ—પહેલી ના પાડી હવે હા કહો એતો શરમની વાત.

અંબા—મારા સમજવામાં ફરક પડયો; તમે આંહી ન ઉતર્યા

એ કાંઇ રીતની વાત છે?

મનસુખ—તમે કબુલ રાખ્યાછો પણ શેઠ વાંધો લેશે તો.

અંબા—(મનમાં) રોજ એમને પુછતી ત્યારે ના પાડતા, પણ આજ ઠીક ધવ આવ્યો છે; કબુલ કરી વાત બહાર પાડીશ, પછી વઢીને રહેશે કાંઇ નાક નહી વઢાવે. ફોક કરવાનો તો નાતમાં ચાલજ નથી, પ્રભુએ લ્હાણું લેવા દહાડો આપ્યો પછી ના શા સારૂ પાડું? લક્ષ્મી ચાંડલો કરવા આવે ત્યારે મોં શું કામ ધોવા જાઉં? (ચાસન) એમણે તો મને મહીના દહાડાથી સારે ઠેકાણે સગાઇ કરવા કહી રાખ્યું છે, નહીતો એ સગાઇ સાંધાના કામમાં ભાગડાયો તે શું સમજે ભલા? "ઘેર બેઠે ગંગા મળે" ત્યાં ના કોણ પાડે?

કેશવ—ત્યારે અમે રજા લઇએ છીયે મેં કહ્યું છે તેમ કાલ ગોર વિદાગગોરી તથા કાગળ લેવા આવશે.

અંબા—એ વાતની ચિંતા નહી. (મનમાં) ઘરમાં ઘણું એ ભર્યું છે એટલામાં શું ખુટી જશે? કાંઇ મોંએ આવ્યો કાળીયો પાછો થુંકાય? પોતે તો ખદામના બાપુ છે પણ આપણે શું કામ વાતજ કરીયે? બે કડાં ને એક સારી મંદીલ ગોરને, ને કેશવલાલનું તો પછી થઇ પડશે. (ચાસન) ઉભા રહો હું ગોળ વંદાવું પછી સુખેથી પધારો. (ગોળ વાંદીને જાયછે.)

(એકલી મનમાં) અહાહા! લગન પણ સાથે કુકડાં! પાંત્રીસે વર્ષે મોડ બાંધવા હોડા આવ્યો છે. નથુશં હને તો ફકત એકજ હોકરી છે અહાહા! એતો સાંભળ્યુંજ નહી, વાહ વાહ! ખરો ખજાનો શોધી કાહાડયો છે. પોતે તો સાંભળીને રીંગજ થઈ જશે. હાશ્ય આજ મારી બેનનું મેણું ભાગ્યું; કાલેજ શાંક બોલીતી કે, મારા તો ત્રણે ઘોડીયામાં વધ્યા ને તારા મોતીયાને તો કોઇ ડાંમે દેતુ નથી" હવે હું પણ કહીશ કે, મારા મોતીને કુલે છે, એવું એના ત્રણેને કપાળે પણ નથી; વાહ વાહ! ચાલ એક વેવાઈનો, ને બીજો એમને આંહી તેડાવવાનો કાગળ લખાવું: ચંદાની વાંસે ખજાનો આવવાનો છે માટે હવે તો વીવાહમાં પણ રંગ રાખી દેવો; ઘરેણાં લુગડાંની પણ છોળમછોળ એવી કરૂં કે બધી નાતને હાંકી દઉં. ચાલ જીવ હાલ તો કાગળ લખાવું.

(જાયછે.)



## પ્રવેશ ૧૧ મો.

### સ્થળ પ્રીતમલાલનું મકાન.

અંબા—મોતી—કેશવલાલ તથા મનસુખ.

અંબા—કેમ ગોર મહારાજ પ્રસાદ લીધો?

મનસુખ—હા બેન પ્રતાપ તમારું હમેશાંજ કરો બહુ આનંદ

થયો. વાહ વાહ! અંબા બેનની શી વાત છે. ખરેખર આરાસુરી અંબામા જેવાંજ; દિલનાં તો દરીયો. (મનમાં) જેમ ઉંચે ચડાવશું તેમ વધારે તુષમાન થશે. (મોતી તરફ હાથ કરીને) આ ભાઇ કોણ છે?

અંબા—તમારા જમાઇ.

મન૦—શું મારા જમાઇ?

અંબા—હા એ પંડ તમારા જમાઇ.

મન૦—બેન મારે તો દીકરીજ નથી ત્યાં જમાઇ ક્યાંથી હોય?

અંબા—(હસીને) ભૂલ્યાં ભાઇ તમારા નહી પણ તમારા શેઠના જમાઇ.

મન—તમે પણ શું હસો છો? આતો ચંદાના ઢીચણ જેવડો છે.

અંબા—એતો નીચે ખામણો છે બાકી વર્ષ તો અગીયાર થયાં છે.

મન—કેમ કેસુભાઇ આ ખરી વાત છે?

કેશવ—હા એજ રતન. જેઇ તપાસી લ્યો.

મન—(મનમાં) અરે હાય હાય! ''મણમાં પાંચશેરની ભુલ! ગરીબ ચંદા! માતાનો વિયોગ! અજ્ઞાન પિતાનો સંજોગ! અને આ નવો ભોગ! જાણશે ત્યારે મને કેવા શાપ દેશે! પણ જીવ! એના બાપને મારો સંતોષ. આમ ન કર્યું હોત તો કડાં મંદીલ શાનાં મળત. વળી આ ઠેકાણે કરવાનો એના બાપની પણ ભલામણ હતી. હવે હાવે પડ ક્યાંથી ભરાવ? આપણે

તો જન્મજ એમ ગયો. માલ જોયા વિના મૂલ આપ્યું તે તો કર્યું છે કે—

"આગળ બુદ્ધિ વાણીયો ને પાછળ બુદ્ધિ બ્રહ્મ;"

"તરત બુદ્ધિ મીયા ભાઈ તે ગોયો મેરે ધમ."

વળી એમાં કંઈ હરકત નથી, પંચ વર્ષ પછી એની મેળે જોડ થશે. નથુ'ા વરાવ્યા કરતાં તો ઠીક છે. (ચાસન) મોતીભાઈ તો છેકજ નાના છે.

કેશવ—અરે એથી પણ નાના વર અમારી નાતમાં ઘણાએ મોટી મોટી કન્યાઓ વરે છે; એ વાતની તરે ચિંતા નહી. મેં શેઠની મંજુરી મગાવી કર્યું છે. ઘર, કુળ, તો જુવો? તમારૂં પેટ તપાસો પછી વિચાર કરો એમાં માંહે શું બગડી જવાનું છે?

મન૦—(મોતીને) કેમ શેઠ વાળી લાવી આપું?

મોતી--તારા બાપને આપ રંડા મારે તો કંઈ નથી જોતું.

મન૦—વાહ વાહ! આતો બારૂં મોતી જાણ્યું છે.

અંબા—(ધમકાવીને) આવા લુચ્ચા ગોરને તે એમ કહેવાય?

કેશવ—મોટાનાં છોકરાં બાળકપણામાં લાડકાં ને ઘુટાં હોય છે પણ મોટાં થયે સુધરે છે. અંબાબેન હવે એમને રજા ઝટ આપો અમારે બહુ ઉતાવળ છે.

(ઘરમાં જાયછે.)

અંબા—ઠા હ્યો તમે જરા ઠેરો. હું હમણાં આવું છું.

મન૦—કેમ મોતીભાઈ, બ્યારા ને કાઈ કહેવરાવો છો? (બ્યીજવેછે.)

**મોતી**—તારા બાપની પાડીને કહેવરાવ સાળા.

**મન૦**—અરે તે તો હમણાં આનાને તમારે ગળે બાંધીશ.

**મોતી**—તું બાંધીશ તો હું છોડી નાંખીશ.

**મન૦**—છોડે શું એ તો વહુની ગળે બાંધી.

**મોતી**—(ગળા ઉપર હાથ ફેરવીને) મારા ગળામાં તો કાંઇ એ નથી, હું એમ છેતરાઉં નહીં તો.

**મન૦**—તમારે અરધંગના જોશે?

**મોતી**—શું અરધંગના? હું એને શું કરૂં?

**મન૦**—એની સાથે રમજો.

**મોતી**—શું એ રમકડું છે?

**મન૦**—ખુબીદાર હાલતી ચાલતી પુતળી છે. પણ તમે જાળવી શકશો ખરા? કાંઇ પડશે તો નહીં ને?

**મોતી**—પડશે તેવી તો ખોટ ગણીશ, નહીં ગમે તો ઘર માં નાંખી મુકીશ કે મારા બાઇબંધને આપી દઇશ.

**મન૦**—(કેશવને) આ નિમાણો વહુ શું તેપણ જાણતો નથી.

**મોતી**—વળી નાની ને કેમ જાણતા હઇએ?

**કેશવ**—કહો જોઇએ તમારી વહુ તે કોણ?

**મોતી**—મારી વહુ તે મારી બા, બાપા બીજે મારે હવે વહુને બદલે બા કહું છું.

**અંબા**—(બે કડાં તથા મંડીલ આપીને) લ્યો મહારાજ, આ ફુલની જગાએ ફુલની પાંખડી.

**મનસુખ**—(અઈને) અરે બેન એતો અમારે હજારો રૂપીયા છે. "ધનં ધાન્યં પશુ પુત્ર લાભં શત સંવત્સરં દીર્ઘમાયુઃ" હવે હું રજા માગું છું.

**અંબા**—હા ભાઈ. વિવા કરવા વહેલા વહેલા આવજો ને ત્યાં સહુને બોલાવજો.

**મનસુખ**—(ઉઠીને) કંઇ બોલાવ્યા વિના મુંગે મ્હોડે તો નહીં રહું? લ્યો કંસુ ભાઈ, મહેરબાની રાખજો. હવે હું વેળાસર રસ્તે પડું છું. તમારી મેહેનત મારાથી અજાણી નથી.

**કેશવ૦**—હા ભાઈ, સુખેથી પધારો. પાછા વેહેલા વેહેલા આવજો ને માયા રાખજો.

(મનસુખ રસ્તે પડે છે ને સહુ જાય છે).

**મનસુખ**—(રસ્તે જતાં).

રાગ સોતાના મહીનાનો.

પાપી પેટને કારણે પાપ, અમાપ સહુ કરે;
આપે શીખ બીજાને તેમ, કોઇ નવ આદરે.
જોયાં મેં નહીં ઉમર જ્ઞાન, કજોડું કુડું કર્યું
સોધ્યું માત્ર શ્રીમંતનું ધામ, કારજ મારૂં તો સર્યું.
વળી કીધી ડોસાની સગાઈ, નાની બાળા શાંક્યું;
જાત અંધ થયો ધન કાજ, ત્યારે મારો વાંક શું!
પામે દંપતિ દુઃખ કે સુખ, ન જોડને આપણ;

આપે પોતાનું કારજ ત્યાંજ, સગાઇ કરે સદા;
કરે માત પિતા ન વિચાર, ઉછેરીને લાડમાં;
રાખે બાળને મુર્ખ ગમાર, ઝીંકે પછી ખાડમાં.
દેખે દુઃખ કજોડાનું સર્વ, અનુભવે દાખલા;
જાણી બુજી બને જન અંધ, અમારે તો કઇ બલા !!

( પ્રથમ અંક સમાપ્ત ).





# अंक २ जो.

## પ્રવેશ ૧ લો.

### સ્થળ ચંદાની બેઠક.

ચંદા તથા રાધા.

ચંદા—તારૂં ગોકુળ જોવા આવરે મથુરાંના વાસી. એ રાગ
આહા દીન દયાળુ નાથરે, જગદીશ્વર સ્વામી;
હવે વહારે ચઢો જગતાતરે. પ્રણમું શીશ નામી. ટેક.
દુઃખ દરીયે મુંકી કુંવરીરે, ચાલી ગઈ પ્રિય માત;
વિયોગ કોરે કાળજું, કોને કહું હઈડાની વાતરે. જગ૦
માગ્યું મુખે દેતા રંગરાગરે, રાખતી પ્રાણ સમાન;
સારી સારી રીતો શીખવતી, મને આપતી ઊત્તમ જ્ઞાનરે. જગ૦
વાંક પડે નવ કોપતીરે, શાન્ત બની દેતી શીખ;
એ સુખ સ્વપ્ન વહી ગયું, રહ્યું દુઃખમાં વસવું નિંકરે. જગ૦
આગ બળે છે એ ચિતમાંરે, તેમાં મૃત હોમાય;
પ્રીતમનો પત્તો નહીં, મુજ જોબન એળે જાયરે. જગ૦

રાધા—(પ્રવેશ કરીને)

રાગ ઉપર પ્રમાણે.

ડાહી ચંદ્રગવરી ગુણવંતરે, ધર ધીરજ વહાલી,
કાલે ઈશ્વર આપશે કંથરે, ગભરા નવ ખાલી. ટેક.

વિકળ બની તું શા વ્હેમથીરે, નયને ભરે કેમ નીર;
મોટી તે તું હજી ક્યાંડી, શાદ ગોખે નણંદનો વીરરે. ધર૦
વાંચો, લખો, ભરો, ખંતથીરે, ખાઓ પીઓ કરો ચેન;
શાણપણું તે શું શીખવું, તારે શાની કમીછે બેનરે. ધર૦

ચંદા--પિતા પાસે આજ કાલ જોશી વ ઘનું પૂર્ણ જોર ચાલેછે.

રાધા—આપણે તો "વાઢ કાન ને આવ સાન" જાવુંજ બંધ કર્યું છે.

ચંદા—આજ સતરમું વર્ષ બેઠું. કોઇને કશો વિચારજ નથી. એક ઘડી જાય છે તે મારો જીવ જાણે છે, અરેરે ઇશ્વર શિવાય મારો પુકાર કોણ સાંભળે એમ છે!

રાધા—લાયક ઉમરના થયા પછી કુંવારાં રહેવું એ પુરૂષોને માટે તો સહજછે. વિદ્યાર્થીઓને ભણવામાં, વર્ગમાં ચઢવા અને ઇનામ મેળવવાની અપેક્ષામાં, રમત ગમત અને સભાઓ લાયબ્રેરીયોમાં, મોટા હોય તો કમાવામાં, નામના અને આબરૂ વધારવામાં મન ગુંથાયું રહે. બ્હાર હરે ફરેથી અનેક વિષયોપર દિલ દોડે; અને કદાચ કોઇ દુર્ભાગી કુકર્મ કરે તોપણ સ્ત્રીયો કરતાં થોડી નામોશી ગણાય; ટુંકામાં પુરૂષોને છુટ અને સ્વતંત્રા હોવાથી ઘણો ખરો વખત આનંદમાં જાય પરંતુ બિચારી સ્ત્રિયોના દુઃખનો તો આરોજ નથી.

ચંદા—વળી પુરૂષ જેમ વધારેવર્ષ કુંવારો રહે તેમ વધારે જ્ઞાની,

મજબુત, પૈસાવાળો અને ઊદ્યમી થાય; કોઇ કન્યા કે રંતું હોય માટે પ્રતિષ્ઠિત અને સુજ્ઞ થવા પ્રયત્ન કરે કે તેથી કોઇના મનપર સારી અસર થઇ કન્યા વરાવે, પરંતુ સ્રીયોને તો ઉઘડું તેમ થવે બહાર જતાં લોકોમાં વાતો અને ચરચા થવી, બે ઇજતી વડીલોની કુકર્મ કરશે એમ શંકાથી વધારે સખતાઇ, વધારે પરતંત્રતા અને માબાપ કે ભાઇ ભોજાઇનું ઓશોયાળાપણું. ગરીબોને ઘરમાં મજુરીથી શાનો વખત મળે કે લખે વાંચે યા જ્ઞાન વધારે; અરેરે હું તો તેથી પણ વધારે દુર્ભાગી છું કારણ ગરીબને ધંધો મજુરી કરતી વખત ચિત્ત શાન્ત રહે પણ મારે ઘરમાં રમત યા ગમત નહીં હોવાથી વિચાર એમાંજ ભમે; વાંચવામાં ગાળું તોએ ઠામ ઠામ પતિ-સુખ કે પ્યાર વિશે વધારે દેખુંછું અને બે બેનોમાં બેસું ત્યાંતો પોત પોતાની અનુભવીજ વાતો સાંભળું; એથી મારા મનને કેટલો બધો બળાપો! અને તેને કિંચિત પણ શાન્ત કરવાને શું દિલાસો! કાંઇજ નહીં; બલકે કેવોએ પતી મળશે એ ચિંતાની તો હું ભોગ થઇ પડીછું હે દુર્ભાગ્ય!

(રડેછે.)

સાધા૦—અંદા શાંતથા બાલ રાંડ કે વીસ વર્ષની કુંવારીઓના કરતાં તું વધારે ભાગ્યશાળી છે, માટે સંતોષ માનું

હછ શું વહી ગયું છે, ઇશ્વર કાલ ઊત્તમ જોગ કરી આપશે ચાલ જરા મારી સાથે ફરવા એટલે મુંઝવણ ઓછી થાય. રોમાં બાપુ રોમા.

(બંને જાયછે.)



## પ્રવેશ ૨ જો.

સ્થળ નથુચંદનું મકાન.

નથુ તથા મનસુખ.

નથુ—(મનસુખને આવતો જોઇને) આવો ગોર મહારાજ ખુશીમાંતો ખરા? કેમ શું કરી આવ્યા?

મન—ડભોઇ જઇ આવ્યો સાહેબ.

નથુ—અરે પણ ત્યાં જઇને શું કર્યું?

મન— ફર્યા ગામમાં લોકો દીઠા,
ત્રેદીન ખાધા લાડુ મીઠા;
કૂડ કપટથી ઇનામ લીધું;
ખાસ કામ મેં એ ત્યાં કીધું?

નથુ—આ તે મશ્કરી કે માથા કુટ!! સગાઇ ક્યાં કરીને કન્યા કેવડીછે?

મન૦—છએ કહેવાનો છે નેમ; સમજણ પાડુ એમને એમજ

નથુ—એતે કેમ બને? બોલને ઝટ હસેછે શું?

મન૦—"હસ્યાં તેનાં વરુયાં; ને રોયાં તેનાં ખોયાં" લ્યો આ કાગળ વાંચો (કાગળ આપેછે)

નથુ—(વાંચીને)વાહરે મારા મનસુખ!! તું જાય ત્યાં તે કસર રહે? તેં કન્યાને નજરે જોઇ ખરી?

મન૦—જોઇતો ખરી પણ બોલાવી નથી, બેહેરી બોબડી હોય તો "મારે ગાથે દોષ નહીં ને ખારે કુવે કોશ નહીં"

નથુ—મારી જોડ થાય એમ છેકે નહીં?

મન૦—ચોખ્ખી ના. આપની જોડ જોઇએ તો નાતરીયામાં ગોતો.

નથુ—કેમ ભલા?

મન૦—આપની ઊમરની કોઇ કન્યા નહીં મળે. ને નાતરેતો પૈસા ખરચે એશીં વરસની પણ ઘરમાં આવશે.

નથુ—ગાટા સમુ બોલ નહીંતો ગાળ દેવી પડશે. એ મારા જેવી રૂપાળીછે કે નહીં?

મન૦—ના-ના-ને ના તમારા જેવીતો નથી ચાહે ઠપકો દયો કે ઇનામ આપો.

નથુ—કૃપા કરી માથું ન કુટાવ નેં સાચે સાચું બોલ.

મન૦—સાચું કહીશ તો ખારૂં લાગશે

નથુ—અત્યારે તને બધી છુટછે, જા ખરેખરૂં બોલીશતો કદ ગુસ્સો નહીં ચઢે.

**મનજી**—તો સાંભળો. (ગાયછે.)

સુણોને વૃદ્ધ શેઠ મારારે (૨);
ખરી વાતના બોલો ચિતમાં નવ ગણશો ખારા.
તમારે દાંત નથી એકેરે (૨);
શેઠાણીને દાડમ કળીં સમ દાંત બત્રીસે છે.
તમે આંખે કાને કાચારે (૨);
મૃગ નેની ચંચળ શેઠાણી વદે મધુર વાચા.
તમે બદ સુરત ફિકા ગંધીરે (૨);
નાજુક સુઘડ ગુલાબી ગોરી રૂપાળી બહુ રૂંદી.
પ્રતીદિન તમે થશો નબળારે (૨);
જોબનથી મદ માતી તાતી બનશે એ અબળા.
ગણાવું જે જે તે થોડુંરે (૨);
તમે સાઠના નાર સોળની કહો શાનું જોડું?

**નથુ**—(હશીને) કેવું મળતું લાવ્યો છે વાહ !! સાબાશ છે.

**મનસુખ**—સાબાશી સો ફેરા મળે, એમાં મારૂં કાંઇ ન વળે;
મુંઠી ભરીને નગદ અપાય, તોજ કાળજું ઠંડું થાય.

**નથુ**—સવારે દુકાનેથી વીસ રૂપીયા ઇનામના લેજે. કેમ હવે તો રાજી?

**મનસુખ**—જેવો મને રાજી કર્યો, એવાજ તમે પણ કન્યા જોઇને રાજી થશો એટલે સપાડું વળી જશે, ને મારી મેહનત તો બાકી રહેશે.

નથુ—ત્યારે વળી થઈ પડશે, કેમ ચંદાના વરને જોયો કે?

મન૦—બહુ સારૂં થયું છે. જોશો ત્યારે જાણશો. હાલ હું રજા માગું છું, સવારમાં વિગતવાર સમાચાર કહીશ.

નથુ—હા ભલે જા. સવારમાં વેહેલો આવજે.

( સહુ જાયછે ).

---

## પ્રવેશ ૩ જો.

સ્થળ પ્રીતમલાલનું ઘર.

પ્રીતમલાલ તથા અંબાગવરી.

પ્રીતમલાલ—"દેશમાં સંપ કરોરે" એ રાગ.

રૂઢીએ ઘાણ વાળ્યોરે ઘાણ વાળ્યો,
આજ હરખ હૃદયનો ટાળ્યોરે; ટેક.
રૂઢી દેશીઓને આંધળા બનાવે,
બાળ પારણામાં હોય ત્યાં વરાવેરે. રૂઢીએ૦
રૂઢી રેખા દેખી સરવેને કરાવે,
મુર્ખ દેશી નારીઓમાં બહુ ફાવેરે. રૂઢીએ૦
ધુર્ત મુર્ખ ત્રિયા કરે જેહ ધારે;
કજીઆ કજેતીથી સુજ્ઞજનો હારેરે. રૂઢીએ૦
પોતે વેડ્યું હોય કજોડાનું,

બાળલગ્ન નિબંધનો આજ અક્ષરે અક્ષર આંખે તરે છે. હે પ્રભુ! એટલેથી પણ બસ નથી. લાયબ્રેરીમાં, સભાઓમાં, અને સુધારામાં અગ્રગણ્ય! કજોડા વિશે પહેલી પ્રતિજ્ઞા કરનાર! તેને ઘેરજ આ પ્રમાણે થાય! "સાથળ ઉઘાડતાં આપણે નાગા દેખાઇએ." શું કોઇ પણ એમ ધારશે કે આ મારી મંજુરી વિના થયું છે? "હીણા માણસથી પ્રભુ તોબા કરે." મિત્ર મંડળ, ગામ, અને દેશમાં કેટલી નામોશી અને શરમ ભરેલું! વર્તમાન પત્રોવાળાને તો પુરો દાવ મળ્યો. (અંબા આવે છે.)

**અંબા**—એમાં તે કયા લાખ બે લાખ ખરચવાના હતા તે આવ્યા ત્યારથી વિચાર્યા કરો છો ને કાંઇ બોલતા પણ નથી?

**પ્રીતમ**—તું ભલી થઇને હમણાં અહીંથી જતી રહે.

**અંબા**—જ્યારે ત્યારે એજ જવાબ દોછો તે કેમ ઠીક પડશે? રમત નથી કરવી છોકરો પરણાવવોછે. સભામાં ભાષણ કરવા જવું હોય તે દિવસ સુના થઇને વિચાર કરજો હાલ તો હું કહું તે સામાન મંગાવી આપો.

**પ્રીતમ**—હાલ મારી તબીયત દુરસ્ત નથી માટે ભલી થઇને કાલ કહેજે એટલે વિચાર કરીને લાવી આપીશ.

**અંબા**—(છણકો કરીને) હાં!! શું સમજતા હશો? તબીયત તે શેણે સારી નથી? સુધારામાં હજારો આપવાં તો

વિચારે નથી થતો કે તબીયતે નથી બગડતી ને આ વખત તો હવે કંઇ થશે.

પ્રીતમ—(ગુસામાં) ખસ જતી રહે આંહીંથી નહીંતો ઠીક નહી પડે.

અંબા—પરણી ત્યારથી કયારે ઠીક પડયું છે; મુઇ રાંડ હું કે માંડ દીકરો પરણાવવા દહાડો આવ્યો તોપણ મનને સંતાપ ને સંતાપ!!

(જાય છે.)



## પ્રવેશ ૪ થો.

### રુથળ ચંદાની બેઠક.

ચંદા—રાધા—તથા મનસુખ.

મનસુખ—(મનમાં) ચંદાએ ત્યાંના સમાચાર પુછવા બોલા વ્યો છે પણ આપણે તો પાહ વાહાજ બોલાવી દેવી. હાલથી શું કામ એને નાઉમેદ કરૂં? અલબત અન્યાય થયો છે, જયારે પતિને નીરખશે ત્યારે મારૂં નામ દઇ રોશે તથા હજારો શાપ દેશે. પણ અરે! રડ ને ગાળો દે એના બાપનું નામ લઇને! એનીજ દરખાસ્ત મોટું ઘર જોઇ પ્રીતમલાલને ત્યાં સગાઇ કરવાની હતી. હું તો ચીઠીનો ચાકર. મારૂં પેટ ભરાયું પછી હું શું કામ

નાની મોટી કરી કુંવારો રહું? આસલથી રીવાજ છે કે
"વર મરો કે કન્યા મરો પણ ગોરનું તભાણું ભરો"
પેટ મુંકીને કોણ પરોપકાર કરશે!

(રાધા તથા ચંદા આવે છે.)

**રાધા**—કેમ અલ્યા, કાલ સમાચાર કહેવા કેમ ન આવ્યો?

**મન૦**—શેઠે ખુબ સીરપાવ આપ્યો, ત્યાંથી પણ હાથ માર્યો હતો તે બધું જોઈ હરખ ઘેલો થઈ ગયો હતો. રાધાબેન, પૈસો જોઇને મને બાહુ ગદગદીયાં થાય છે.

**રાધા**—ધિક્કાર છે તારી ખુશીને! એમાં શું પરાક્રમ કર્યું!

**મન૦**—ચંદા તથા શેઠ બંને સારૂ જોડ ગોતી લાવ્યો.

**રાધા**—"બીબી થાય મીયાં જોગ ત્યારે મીયાં થાય ઘોર જોગ" નિંદ્ય કર્મ કરી મહા પાપી થયો.

**મન૦**—શેઠ કહે તે કરવું એ શેવકનો ધર્મ છે, તેની ખાતર માથું કપાવવામાં પણ પુન્ય છે. તો આટલા પાપના શા ભાર છે?

**રાધા**—થાક્યાં તારાથી; કહે, આ ચંદા બેનની સગાઈ કોને ત્યાં કરી? વર કેવડો છે?

**મન૦**—(મનમાં) હવે શું કહુ? "દુધમાં ને દહીમાં બંનેમાં પગ રાખું"

**રાધા**—કેમ બોલતો નથી? મુંઘો કેમ થાય છે?

**ચંદા**—"કાગડાને મન હસવું આવે ને દેડકાનો જીવ જાય"

મન૦—હું મશ્કરો કહેવાયો તેથી આજે પણ તેમ કરૂં કે સાચું બોલું, એ વિશે વિચાર કરૂં છું.

રાધા—પ્રભુ માથે રાખીને બોલ.

મન૦—પ્રભુ તો સચરાચર વ્યાપક માથે, પગે, આસપાસ, બધે છે તમે પ્રીતમલાલ ડભોઈવાળા સુધારેલાને ઓળખો છો?

ચંદા—હાજી એમનું નામ તો ઘણીવાર વાંચવામાં આવ્યું છે. (મનમાં) અરે મારી જમણી આંખ કેમ ફરકે છે? એમને ત્યાં થઈ હોય તો ઘણુંજ સારૂં કારણ "બાપ તેવા બેટા ને વડ તેવા ટેટા" હે પ્રભુ!

મન૦—એમને એકજ છોકરો મોતીલાલ નામે છે, તેમનાથી તમારો વીવાહ કરશે. (મનમાં) હાલ સાચું મોતી ધારે. જોશો ત્યારે જાણશો કે મોતી તો ખરૂં પણ મીણીયું.

રાધા—એમની કેટલા વર્ષની ઉંમર છે?

મન૦—એમની તે કોની?

ચંદા—જેને ત્યાં જઈને તું સીરપાવ લઈ આવ્યો તેની.

મન૦—કેવો વિચિત્ર પ્રશ્ન! એમની સાઠ વર્ષની ઉંમર છે.

ચંદા—અહા! બોલે તો કે બકે છે?

મન૦—કાલે શેઠ પાસેથી શીરપાવ લાવ્યો માટે તેમની ઉંમર કહી એમાં બકવા જેવું શું છે?

રાધા—ચંદાના વરને કેટલાં વર્ષ થયાં છે?

મન૦—(હસીને) નવ દસ.

રાધા—"વખતનાં ઢોલ વખતે સારાં વાગે" આ વખતે પણ મશ્કરી?

મન૦—મેં એમની જન્મોત્રી તો નથી જોઈ. દહાડો બે દાહાડા કે પહોર બે પહોર વધારે હશે.

ચંદા—તું સાચું ન કહે તો મારા સમ.

મન૦—શું હું કોઈ કાળે જુઠું બોલું એવો માણસ છું?

ચંદા—ત્યારે શું એમની ઉમર નવ દસ વર્ષની છે એ વાત ખરી?

મન૦—એમ ધભરાઓ‌માં. રાધાબેન, તમે એમને જરા સરવાળો કરી આપી શાન્ત કરો.

રાધા—શી ખબર શા ગોટા વાળે છે, પુરો માથા ફોડીયો માણસ છે.

મન૦—મારેજ માથું ફોડવું છું. કારણ કે—

"ચાતુરસેં ચાતુર મીલે, રસકી લૂટાલૂટ;"
"મુરખસેં ચાતુર મીલે, ઉલટી માથાકુટ."

રાધા—કાંઇ મુરખ નથી. આઠે ગાંઠ કુમેદ છે.

મન૦—ત્યારે તમે મુર્ખ તે આવી સરલ સંજ્ઞામાં ન સમજ્યાં. હું મારા ધર્મના સમખાઇને કહું છું કે નવ ને એકડો એટલાં વર્ષ થયાં છે.

ચંદા—(નિશ્વાસ નાંખીને) ત્યારે કેહેને કે દસ વર્ષ થયાં છે ઊલટાં મુર્ખ શું કામ ઠરાવે છે?

**મન૦**—આ વખત મુર્ખાઇથી સમશ્યા ન સમજ્યાં માટે જુઓ હું સમજાવું. નવની આગળ એકડો એટલે ઓગણીશ વળી નવ દસ એટલે નવને દસ પણ ઓગણીશ; આ બે રીતે મેં ઊંમર કહી પણ તમે ન સમજ્યાં "ભાણ્યાં પણ ગણ્યાં નહી."

**રાધા**—વાહ વાહ! ઘર પણ સારૂં, ઊંમરે બરાબર, ને વળી તમારા સસરા સુધરેલ હોવાથી ગુણીયલ પણ હશેજ. રંગ છે! કામ તો શ્રેષ્ટ કરયું.

**મન૦**—રંગ આપો બાપાને! એમણેજ મને ત્યાં સગાઇ કરવા કહેલ હતું. મેં કાંઇ નવું નથી શોધ્યું. એતો ખરૂં મોતી છે. જોશો ત્યારે જાણશો.

**ચંદા**—અહિંના સમાચાર ત્યાં કોઇએ કંઇ પુછ્યા હતા?

**મન૦**—"થોડા સો મીઠા" પુછ્યા હશે તો જવાબ દીધા હશે, હવે હું રજા લઊં છું.

**રાધા**—ન કહે તો પડે ખાડમાં. જવા દે એને. પણ અલ્યા તારા બોલવામાં ફરક તો નથી પડે કે?

**મન૦**—અલબત ફરક પડશે.

**ચંદા**—વળી શેમાં.

**મન૦**—ઊંમરમાં.

**રાધા**—જો વળી મશ્કરી માંડી કે!

**મન૦**—દહાડે દાડે ઊંમરમાં વધશો, વધારે ભણશો એ ફરક નહી કે!

શાંધા—એતો અમે પણ સમજીયે છીએ. ચંદા હવે હું જાઊં છું પછી આવીશ.

ચંદા—હા ચાલો હું પણ નીચે આવું છું.

(સહુ જાય છે.)

---

## પ્રવેશ ૫ મો.

સ્થળ નથુચંદનું ઘર.

નથુચંદ તથા મનસુખ.

નથુ—કેમ મનસુખ, હવે શી તજવીજ કરવી?

મન૦—બસ હવે તૈયારી કરો (મરવાની). મારૂં કામ થયું, વાણીયાને રૂપીયા મળ્યા, તેમ બાઇ પણ દુઃખમાંથી છુટે.

નથુ—વળી મશ્કરી માંડી કે? શાની તૈયારી કરૂં?

મન૦—તમારી જાન (જીવ) કહાડવાની.

નથુ—જાન કાહાડયા વિના કંઈ છુટકો નથી.

મન૦—શેઠ ઊતાવળ કરો તો સારૂં. કારણ મને બિચારી શેઠાણીનું બહુ પેટમાં બળે છે તે ઠંડક થાય. (મનમાં) એને પરણ્યા પહેલા મરે તો બિચારી રંડાય નહીં.

નથુ—તારે પેટમાં શું કામ બાળવું પડે છે.?

મન૦—મેં એટલાં તો તમારાં ત્યાં વખાણ કર્યાં છે કે આજ

હાલ શેઠાણી આંગળીએ દહાડા ગણે છે, માટે વેળાસર જાન કહાડીને જાઓ તો તેના જીવને પણ નિરાંત થાય.

નથુ—તેં મારાં ત્યાં ખૂબ વખાણ કર્યાં હતાં?

મન૦—એ બિચારી ગરીબની દીકરી, તમારી દોલતને હવેલીઓની વાતો સાંભળીને તો છકીત થઈ ગઈ છે, ને તેની સાથે વળી તમારા રૂપનું વરણન!

નથુ—ખરી વાત છે. શું એમ હું કાંઈ ઘરડો છું? (મુછોપર હાથ ફેરવે છે.) પણ આ વાળ ધોળા છે તેનું શું કરવું?

મન૦—શેઠ અમારામાં તો એ બધા વાળ જાન નીકળતી વખત મુડાવી નાંખવાની રીત છે, માટે તમે પણ એમજ કરજો. પણ હજી તો જાન જવાને વાર હશે.

નથુ—ઘેલો છે કે શું? તમારી નાતની રીત અમારે કંઈ કામ આવે?

મન૦—(મનમાં) બેરાજીને મરતી વખત વાળ મુડાવે છે તે કહું છું, પણ મરમ ન સમજી ઉલટો મને ગાંડો ગણે છે ઠીક છે "સાંઇ કા ટટ્ટુ ચલને દો" (ચસાન) કલપ કરો એટલે કાળા થશે.

નથુ—બીજી કાંઈ તદબીર બતાવે તો સારૂં. એનો "છેલો ઉપાય છાશનો" છે.

મન૦—એક વાત કરો; રોજ ઉઠી નાહી પુજાનું બહાનું કરી ફુલનાઈ બધે વાળે ચોપડવી, ને સુકાય એટલે બહાર

આવવું.

નથુ—કાંઈ બધે શરીરે રૂશનાઈ ચોપડાય?

મન૦—ઓય ઘોડ[illegible]કડાના શરીર ઉઘાડું ન રાખશો. પરણો ત્યાં સુધી વાળ કાળા રોજ કરો, પછી કાંઈ જરૂર નથી. (મનમાં)પછી તો સહુ જાણશે કે સાઠ વર્ષે પરણી આણે જનમ કાળું કર્યું.

નથુ—ચાર દહાડા પછી અહીંથી નીકળશું. ચંદાનો વિવાહ પણ કરતા આવશું, બધી તઇયારી કરાવી રાખીછે.

મન૦—શેઠ, જાન કાહાડશો, તો પાલખી વિના નહીં ચાલે.

નથુ—તે તો કોકની માગી લઈશું.

મન૦—માગવાના કરતાં વાંસડાઓની બનાવી હોય તો કેમ?

નથુ—(હશીને)ઘેલો છે કે શું? વાંસડાની તે પાલખી બને?

મન૦—(મનમાં)ઘેલો તું બનેછે, ભાઈ પાલખી સમજેછે ને હું ઠાઠડી કહું છું; આજ મરૂં કાલ મરૂં થઈ રહ્યોછે તત્રાપિ પરણવાનો હોંશલો કેટલોબધો છે? (ચાસન)શેઠ ઉપાડનારાતો ઘણાએ મળી આવશે.

નથુ—અરે તેનીતો કાંઈ ખોટ નથી.

મન૦—આગળ ચોપદાર તો પેલો દેવતાવાળો (ડુણી ઊપાડનાર) થશે કે?

નથુ—કેમ દેવતાવાળો વળી કોણ છે?

મન૦—આપણા પીરખાંને હુકાનો બહુ છંદ છે, તેથી રાત દહાડો દેવતા વિના નથી ચાલતું, માટે અમે એનું નામ

ફેલતાવાળો પાડ્યું છે.

નથુ—તારે જરાએ કાળજી ન રાખવી. જાન કહાડવી કાંઈ સહેજ વાત નથી, હું બધો બંદોબસ્ત કરીશ.

મન૦—પાછળ તો બધરાં ગાશે. (રોશે કુટશે) પણ વળી આગળ પણ ભાયડાઓ ગાશે. (ડાધુ રોશે.)

નથુ—આગળ વળી કોણ ગાશે?

મન૦—પેલા ગવૈયા તૈયાર થઇ રહ્યા છે તેને ના પાડશો!

નથુ—ઠીકજછે. પણ યાર ઠાઠતો ઠીક આવશે ખરૂં!

મન૦—અરે એતો ઠાઠ કે ઠાઠડી બધું સારૂં થશે. ચાલો દુકાને પધારો છો કે?

નથુ—હા ચાલો.

(બંને જાયછે.)

—————

## પ્રવેશ ૬ ઠો.

### સ્થળ પ્રીતમલાલનું ઘર.

પ્રીતમલાલ-અંબાગવરી-તથા મનસુખ.

પ્રીતમ—(મનમાં) અરેરે! બધી રીતે કબુમાત, કાગળ પત્રો, લેવું દેવું. કૂલ કરી છેવટ લગન પણ કબુલ કર્યું!. અહા બે ચાર દીવસમાં તો એ લોકો આંહિં આવી પુગશે. હરી હરી!! પરૂપમાં નહીં; પણ રૂઢી એવી છે કે હવે જરાએ

બસકાશ નહી અફસોસ! મારા ઘરમાંજ કજોડું! મુર્ખી

ઓ મળવાથી મારૂં જ્ઞાન! મારી આબરૂ! મારૂં ભવિષ્યનું

સુખ! બધું વ્યર્થ ગયું, અને જશે; હું તે શા જુસ્સાથી

સુધારાનો સાથી થાઊં? મારા જ્ઞાનનો ઉપયોગ હું મારા

ઘરમાં અરે! મારા સુખને સારૂ જ ન કરી શક્યો?

મારા એકના એક પુત્રને સુધારવાની ધારણા નિસ્ફળ

થવા સંભવ થયો? મારૂં નામ પાછળથી ડુબવાનો આ-

ભાસ પડી ચુકયો! શુરાને એક અબળાએ નિંદ્રામાં

હરાવ્યો! વાઘને કુરચી શીઆળે દગો દીધો! હું સ્વ-

તંત્ર છતાં રાત દીન મુર્ખ જોડથી આ પ્રમાણે ક-

ષ્ટાઊં છું તો એ બાળા, અરે! વળી ભણેલી અને

સુજ્ઞ છે, તેને આ લાડકવાયા ઢીંગલા વરને જોઈ

તથા તેની સાથે રહી કેટલું કષ્ટ થશે? વળી "દુકાળમાં

અધિક માસ" રંડાનો સ્વભાવ પલીત ત્યાં એ અબ-

ળાનો શો આશ્રય! પોતાને લાંણુ લેવાની હોંશ હતી

ને હું વારમવાર હાલ સગાઈ કરવા ના પાડતો માટે

આ દગો થયો! ત્રાહિ વિશ્વકર્તા ત્રાહિ!

(અંબાગવરી પ્રવેશ કરેછે.)

અંબા—કહી કહીને થાકી પણ હજી તમારી આંખ ઉઘડતી

નથી. બળ્યું તમારૂ સુધરેલાપણું, તમે પરચ ક્યા

વિના પરણાવવા ધારતા હશો પણ તેમ નહી બને. મેંતો

સાંણુ લેવા દોડશે વરાવ્યો છે.

પ્રીતમ—બુંડી, જો સાંણુ લેવી હતી તો શું વહી જતું હતું? એ બાઈ સતરની છે, ને આ નવનો છે તેનો કાંઈ વિચાર કર્યો?

અંબા—વિચાર વિના તે કેમ કર્યું હશે? થોડીક તો સમજણ હશે.

પ્રીતમ—ધિક્કાર છે તારી સમજણને! બિચારી અબળાનો ભવ બગાડ્યો.

અંબા—બગાડ્યો તે શેણે? શું કદી મોતી મોટો નહીંજ થાય? વહુના બાપની અખુટ દોલત છે ને વહુને ભાઈ બેન કોઈ છે નહી તે કોણ ભોગવશે?

પ્રીતમ—ભોગવનારાં ભોગવશે મોતીને તો બાળકપણથી સડાવ્યો ને હવે મોટું મીંડું વળશે, તેથી રાખે હાલ થશે.

અંબા—તમે એકલા ભલે ભણ્યા. મારે તો હવે એને નિશાળેજ નથી મોકલવો. એની બલારાત નોકરી કરે. છોકરાને અખંડ સુખ કરી આપ્યું, તેની સાબાશી તો બળી, પણ ઊલટા ટપકા દેવા મંડયા છે.

પ્રીતમ—સમજ્યા વિના બકબકાટ ન કર.

અંબા—લ્યો હવે એતો બાકુ થયું ઘરની લાજ હું છઉં તો રહેછે નહીંતો તમને શું ધુળની ખબર છે?

પ્રીતમ—બોલતાં બોલતાં છાની ન જા નહીં તો પછી સાંભળીશ

અંબા—હવે એ માથાકુટ કરવી છે કે ઘરેણાં લુગડાં વીગેરે સામાન પણ કરવો છે? આવ્યા ત્યારથી રાંડની પેઠે ઘરમાં શું બેશી રહ્યાછો?

પ્રીતમ—બેઇમાન! બોલતાં બોલતાં છાકેછે કે? (એક તમાચો મારીને) ચલ ખીસ અહીંથી સેતાન! ધિક્કાર છે તારી જનેતાને!!

અંબા—કહો તમારાં હોય તેને, બિચારી મારી માએ તમારૂં શું બગાડયું છે? "માથું દુખે છે ને પેટ શું કુટો છો" "નબળો માંટી રાંડપર સુરો" આ રહ્યો છોકરો. મારી નાંખો એટલે પરણાવવોએ મટે ને ખરચ કરવું પણ મટે. (મનસુખ પ્રવેશ કરેછે.)

મન૦—(મનમાં) વાહ વાહ! અહિં તો સ્વસ્તિવાચન ને પુજા ચાલેછે (ચાસન) નારે મહારાજ! ઘણી ખંમા મારા મોતીભાઇને; ખરચ ઓછું કરાવવા તો અમે સામા આવ્યા છીયે.

અંબા—(તેને જોઇ સરમાયા વિના) જુઓ આતો આવી પહોચ્યાં ને તમારૂં હજી કશું ઠેકાણું નથી ઉલટાં બિચારાં પરણાવવા આંહી આવ્યાં એટલે જાનનું ખરચ તો બચ્યું.

મન૦—અંબાબાઇ, જાન એટલે જીવ. તેનું ખરચ તો તમારાં દુસ્મન કરો; એ વળી મનમાં વિઘ્ન શું કામ જોઇએ?

પ્રીતમ૦—(મનમાં) હે પૃથ્વી? આ વખત તેં મારૂં કેમ ન દીધો? અરે મારૂં મૃત્યુ ક્યાં છુપાઈ ગયું? મારી આખની ઈજતના આજ કાંકરા થાય છે, મારા ઘરની ફજેતી પરદેશી ભુચ્ચો માણસ જુએ છે એ કેવું શરમ ભરેલું! હે પ્રભુ! હે ભગવાન! હવે તો સહાય થા?

મન૦—મહેમાનની પરોણા ચાકરી સારૂ આવી તો ન હોય. ચાહે તો "વેંચાય તે મળે" તેમ બે ચાર સુખનો સંભળાવો પણ કાંકતો પરોણાગત આદરો.

પ્રીતમ—(મનમાં) કોઈ પુરો પલીત જણાયછે. (થાસન) તમે કોણ છો?

મન૦—સાહેબ, આપનાં માનવંતાં વહુજીને પુછયાથી જણાશે. (મનમાં) એ હાલ ગુસ્સે છે માટે જવાબ દેનાર નથી.

પ્રીતમ—તમેજ કહો. ક્યાંથી કેમ આવવું થયું છે?

મન૦—એમનેજ પુછો, વિવાહ કરવા તે અબોલાં રહે કેમ થશે? ભલા એ નિમિતે રૂસણાં ભાગી બંને જણાં ખુશીથી બોલશો ચાલશો તો ગમે સંભારશો.

પ્રીમત—વેવાઇનું માણસ જણાય છે નહી તો ખાસડાની પુજાને લાયક છે. (અંબાને) કેમ તું એમને ઓળખે છે?

અંબા—તમે ને એ બે પડો ખાડમાં; હું તો આ ચાલી. (જાયછે.)

મન૦—શેઠજી ફિકર નહીં. આપણે બે પડશું તો હું તમને

આકમાંથી કાઢીશ. આટલી વાર મને અદેખાઈ આવતી હતી, તે આ સ્તુતિ સાંભળી સંતોષ થયો. હવે આપ પુછો તેનો જવાબ દઉં.

પ્રીતમ—(બહુ ક્રોધ ચડયા છતાં પરાણે દબાવીને) તમે આંહિં હેઠા બેસો.

મન૦—આ બેઠો મહારાજ. (બેસે છે.)

પ્રીતમ—તમે કોણ છો ભાઈ?

મન૦—પાતાળ પેઠો.

પ્રીતમ—ભલા માણસ સમજીને જવાબ આપ. કાંઈ માણસ ઓળખે છે કે નહીં?

મન૦—સાહેબ ઓળખવાથી વેવાઈ જાણી મશ્કરી કરૂં છું. શેઠાણીનો ગુસ્સો મારા ઊપર ન ઉતરે હો?

પ્રીતમ—ત્યારે આવું ઊંધું નામ કેમ બતાવે છે?

મન૦—ઊંધું તોપણ આ પ્રસંગે ઘણું જ સવળું; હું વેવાઈનો જોશી છું માટે પ્રશ્ન પુછો.

પ્રીતમ—અમારા વેવાઈ ક્યારે આવશે?

મન૦—એતો હું જાણું છું પણ જુઓ મારી વિદ્યા. સાંભળો.

મુર્ખ ત્રિયાને સુધરેલો વર, કળેશ હમેશ વસે છે તે ઘર;
ટંટો ઊપજ્યો બાળલગ્ન પર, રેરે સાપે ગ્રહ્યું છછુંદર. ૧

કેમ સાહેબ. અકલમંદોને ઈસારો બસછે.

પ્રીતમ—તમે આંહિ કેમ આવ્યાછો?

મન૦—હું પાતાળ પેટો છઉં માટે આજની વાત પણ પાં-
તાળે દાટી. હોય ઘર છે તે ચાલ્યાં જાયછે. નથુ શેઠ
આગળથી ખબર દેવા મોકલ્યો છે. એઓ કાલે આવશે.

પ્રીતમ—ઊતારાની કાંઈ ગોઠવણ થઈ છે કે હું કરી આપું?

મન૦—ગુસાંઈજી મહારાજના બાગમાં ઉતરવું છે. હવે મને
રજા છે?

પ્રીતમ—હા ભાઈ પધારો હું પણ ઘડી પછી ત્યાં આવી સા-
માન સરંજામની વગ કરી આપીશ.

(મનસુખ જાય છે.)

ઊઠ જીવ! હવે વિચાર કરી ઉદાસ થયે શું જશે.
ઈશ્વર માથે નાંખે તે કર્યા વિના છુટકો નથી. વળી "શાન
ફેડી ને વેરા ઘણા" એતો આવી પહોચ્યા.

(જાયછે.)

## પ્રવેશ ૭ મો.

સ્થળ બાગ નથુચંદનો ઊતારો.

ચંદ્રમણી એકલી.

ચંદ્રમણી—( રોતી રોતી ગાયછે.)

રાગ સીતાના મહિનાનો.

હાય અજબ નસીબ નસીબ, ગજબ આતે શું થયાં;

જીવી સુખી થવાનો ઉપાય, સમુજો ઉડી ગયો.
મળશે ગુણી લાયક કંથ, એવું મન ધારતી;
પછી ક્યાં થશે મહા સુખ, એ નિત્યે વિચારતી.
રચી છંદ પદો ભલી ભાત, ચતુરતા બતાવવા;
પ્રેમે ગાઇશ વાણી સુકંઠ, પ્રીતમ મન ભાવવા.
પતિનું પારખી વાત, ઊચારીશ સર્વદા;
સેવા કરીશ વિવેકથી શ્રેષ્ટ, આધીન રહી સદા.
સુખે માગ્યું મને ભલી ભાત, પ્રીતમ ઝટ આપશે;
દૈવ કો કંઇ પાડશે દુઃખ, તો તે પણ કાપશે.
લખી વાંચી ભરી શીવી શ્રેષ્ઠ, કરી પ્રેમ વારતા;
બોલી મધુર મટાડીશ આર્ધ, વાલમજીની આપદા.
જાણ્યું નાવલીયો તો જવાન, હશે વર્ષ વીશનો;
શૂરો ધનિક મહા વિદ્વાન, ઢાંકણ મુજ શીષનો.
તેથી મેળવી જ્ઞાન વિશેષ, વધારીશ વિદ્વતા;
રંગ રેલમાં ગાળીશ દીન, તરફ એવા બહુ થતા.
પણ ઇશ જહાં પ્રતિકુળ, ત્યાં અન્યનો વાંક શું!
તાત ગોરે દગો કીધો હાય!! નાંની બાળા રાંકશું.
નાસતી જે બલા થકી દુર, આવી શીર તે પડી;
ભુંડી મુર્ખ કજોડાની રીત, હાય!! મુજને નડી.
ખાઇ પી સાધી સ્વારથ પૂર્ણ, સર્વ તો ખશી જશે;
મારે વેઠવું દુઃખ અપાર, મારો પ્રભુ શું થશે!!!

અહા! ધણીની એગણીસ વર્ષની વય સાંભળી ત્યારનો હર્ષ અને આ વખતે ખરી વાત ખુલ્લી જણાતી વખતનો શોક અકથ છે. અરે દૈવ! કાંડી ઊપર કટક! તારી અકૃપા ન હોય તો મારો જ્ઞાનદાતા સુજ્ઞ માડી શું કામ સ્વર્ગવાસ કરે? ખાન પાનાદીક વૈભવ મારે ઘેર પરીપુર્ણ હોઇને મારા સોગની ચિંતા! અરે કામદેવના મારથી પેચેન થયેલ ધણીનાજ મેળાપ ઉપર આશા બાંધી પરણાવવાને સારૂ જે ઉત્સાહ સમેત ઉત્કંઠીત રહેતી તે સમય આજ આનાં કેરો વ્યુત્ક્રમ સ્થીત થઇ ગઇ! હરી હરી! એ દુઃખો તો આગાદ રહ્યાંજ પણ તે સાથે જ ગલો કમજોર ખલાસીને લઇ મહાસાગરમાં ઊતરવાની ફરજ પડી! એવા હોડકાની સલામતીનો કેટલો ભરૂંસો! એવા ખલાસીથી સાગરની સેલગાહ ક્યાંથી! હાય હાય! મારૂં જ્ઞાન! ચાતુર્ય! રૂપ! જોબન એ સઘળું વ્યર્થ જવાનું! હવે મનને શું દીલાસો! મારો વાલી! કહેવામાં ખરા સુખનો ચાહનાર અને રક્ષક! અરે મારો પીતાનોજ બાપ મને કસાઇવાડે દોરે ત્યાં કોણ છે ડાનનાર! અરે મુજ રાંકની કોણ પુકાર સાંભળનાર! અફસોસ! લાચાર!

(જાય છે.)

---

## પ્રવેશ ૮ મો.

### સ્થળ નથુશેઠનો ઊતારો.

નથુ—મેનાં તથા મનસુખ.

મનસુખ—(મનમાં) અહા! બુઢાકાકા વહુ જોવાને ખાંતી થયા તે વળી ઘરેણું આપવાને બહાને જોવા તેડાવી છે ચાલો વળી કાંઇ ધુતાંખશું, અને તમાશો જોવાની રમુજ મળશે તે તો જુદી; "કાસીકા ઘર જલો કાશીકા પુત મરો ખાંધા ખાવે ને તાપે" આપણે તો એવો ખેલ માંડયો છે. ઠીકજ છે, હાલ જરા ડોસાને તો બનાવું એપણ આવી પહોંચ્યાં ભલું થયું. (ચાલાક) પધારો.

(મેનાં પ્રવેશ કરે છે.)

નથુ—(જોઇને) આવ્યા મનસુખ આ કોણ આવ્યું?

મન૦—(અજાણથીજ) આહા! આતો બાગવાળાં માછ મહારાજ, મેં નહોતું કહ્યું કે તેઓ પધારનાર છે? પધારો! ઘણી ખમા.

નથુ—(ખુશાલથી ઊઠી તેને પગે પડીને) જય મારાં માછ, ભલું કરજો માવડી; આજ મુજ રાંક ઊપર પુરી કૃપા કરી.

મન૦—અરે શેઠ! ઊઠો ઊઠો!! હું પણ ભૂલ્યો ને તમે પણ ભુલ્યા! હાથ વાળા આતો શેઠાણી છે.

નથુ—(ચમકીને) હેં! એનાં રાતે આવવાનાં હતાં નેઃ મેં માછ મહારાજને કહેવરાવ્યું હતું તે ઉપરથી જાણ્યું કે એજ આવ્યાં હશે, એટલે હું પણ બુચ્યો (મનમાં) અરેરે આંખે પુરૂં દેખાતું નથી તેમાં ભૂલ ખાધી. હાય હાય! શું એણે મને બુરખ ગણ્યો હશે? હશે, હમણાં પરણ્યાં પહેરાવીશ એટલે રાજી રાજી. "ખઇરાં મરણે ગાંડાં."

મન૦—મેં જાણ્યું દહાડે બરાબર નથી દેખાય માટે હમણાં બોલાવ્યાં; આવો રેશમણી બેસો.

(તે શરમાઇને ઊભી રહે છે.)

નથુ—હેં મનસુખ! આ કચરાભાઇની દીકરી કે?

મન—(મનમાં) ડગળો ખસવા લાગી (પ્રકાશ) હા એજ તમારા કચરાભાઇની દીકરી.

નથુ—એનું નામ શું વહુ?

મન૦—તમારી ઇચ્છા હોય તેમ કહો.

નથુ—એ બેસતી કેમ નથી? એને સમજાવીને બેસાડ તો ઠીક.

મન૦—(મેનાં પાસે જઇને કાનમાં) આ તમારા કાકા સસરા છે માટે શરમાઓમાં કંઇ; બેસો બોલાવે તો કાકાજી કહેજો.

મેનાં—(શરમાતી સંકોચાઇને બેસે છે.) (મનમાં) હા એમજ હશે. કાંઇ મારો વર આવડો બધો મોટો હોવો! શું વર તે કાંઇ આમ બોલાવીને મોં જુવે? એતો એમજ.

નથુ—તું એને બોલાવ તો ખરો!

મન૦—તમે બોલાવો એમ બીહો છો શું ? "મ ગોર પ- રણાવે પણ ઘર ન મલાવે."

નથુ—હું એને શું કહીને બોલાવું? (મનમાં) અહા! વહુ તો બહુ મોટી છે. મારા બાપની આબરૂ આગળ વાહવાહ! કાલ દીકરો થશે. ભલે પ્રભુ તું દયા કરે તો કાંઈ વાર લાગે?

મન૦—એટલામાંજ ગાંડા થયા કે? જોજો ડગળી ન ખસે. બેટી કહો, દીકરી કહો, જે શોભે તે કહો.

નથુ—સાળા મશ્કરી તે શું કરે છે? (વહુને) કેમ તમે ખુશીમાં છો?

મેનાં—(શરમાઈને) હા કાકાજી ખુશીમાં છું.

નથુ—તમે મને કાકાજી કેમ કહો છો? હું તો તમારો વરછું.

મન૦—હાંહાં શેઠ! બિચારી ભડકીને બાહી મરશે. એકદમ કહી શું દીધું? (મેનાં ઉઠી જાય છે) લ્યો હવે રહો હાથ ચાટતા. (મેનાંને) જુઓ શેઠજી એ તમારા કંથ છે. બીશોમાં ભડકશોમાં ને તમારા બાપને જીવતાં સુધી આ- શીરવાદ દેજો.

મેનાં—(મનમાં) હાય હાય! પહેલાં માજી કહીને પગે લાગ્યો. હવે વળી કહે "વર છું" આ નોકર પણ અધર ઊડાવે છે, અરેરે!

(મનમાં).

"સલામ સહુને હાલ" એ રાગ.

કેર કર્યો તેં હાય! બાપલા કેર કર્યો તેં હાય!
આતે કેમ ખમાય! બાપલા કેર કર્યો તેં હાય!! ટેક.
કેસો નાગળો મુર્ખ ચળેલો શું તે મુજ વરરાય! બાપલા
દુઃખ ફજેતી ને રંડાપો, દીધાં કેમ સહાય! બાપલા.
પૈસા ખાતર નિજ પુત્રિ તે, ઝોકી ખાડની માંહે. બા૦
બેટ્રી ગાય પરાધીન પુરાં, જ્યાં દોરે ત્યાં જાય. બા૦

(વિચારમાં પડે છે.)

નથુ—અરેરે આતો શરમાય છે. અલ્યા મનસુખ, બહુજ રૂપાળી છે.

મન૦—હવે "થોડા સો મીઠા" એને ઘરેણાં પેહેરાવી રજા આપો.

નથુ—લે ત્યારે તું પહેરાવ (મનસુખ ઘરેણાં પહેરાવે છે.)

મેનાં—(મનમાં) અરેરે આ ઘરેણાં પહેરીને પણ મોતો આ ચળેલાને બતાવવું કે? હાયરે! આ ઘરેણાં કરતાં લાકડાં ખડકતા હોત તો કેવું સારૂં. અરેરે! શા હાલ થશે!

મન૦—(ધીમેથી) શેઠાણી, ઘરડો વર જોઇ ગભરાશોમાં ઘરેણાં પહેરવાં કાંઇ સેહેજ નથી; ચાલો હવે.

(જાય છે.)

નથુ—કેમ એને સગરામ જોડાવી આપ્યું?

મન૦—હા કેમ મારામાં કાંઇ વાતની ભુલ છે! હવે તમે પણ

રાજી થવા માટે કાંક ઇનામ આપો.

મુગુ૦—ખસ યાર તને તો હજાર હજાર સાબાશીછે. ચંપાને કાલ પરણાવી. હવે આપતે કાલ મારૂં લગ્ન થાય એટલે વેળાસર ઘેર જઇએ. ચાલ તને રાજી કરૂં.

મન૦—હા ચાલો. (બંને જાય છે.)



## પ્રવેશ ૯ મો.

કેશવલાલ—કચરો—મનસુખ—ને વાંસેથી નથુ.

કેશવ—તેં મને મદદ કરીનો પાંચસે રૂપીઆ મળ્યા નહીં. તો ડોસો પાઇ ન આપત.

મન૦—પોતાને પરણવાની ઘણીજ હોંશ હતી. વાત કરતાં મોં મલકાતુ તેમાં આપ્યા, નહીં તો "નદામનો ખાખુછે."

કેશવ—"ચમડી તુટે પણ દમડી ના છુટે" આપણે પણ હાથ મારવામાં કસર નથી રાખી.

મન૦—આપણું બજ મનમાન્યું પાક્યું, હવે ગમે તેમ થાય. (કચરો આવે છે.)

કેશવ—આવો કચરાશે. કેમ! તમારૂં તો બરોબર થયું કે નહી?

મન૦—(મનમાં) દલપતરામે કહ્યું છે કે:—

ખુદાને બાળકી આપી, બાપે છે મીઠળો મડે;
પિતા પુત્રી તણા પાપી, પસ્તાવામાં પછી પડે.

આળાનાં જરાક તો જોડીવાં પાડું. હવે એની થી બાજ

છે. (આસન ઠેઠ બરાબર થવાને થોડી વાર છે.)

કેશવ—એમ કેમ ભલા?

મન૦—નથુશેઠ જો સ્વર્ગે જાય, તો કચરાનું ધાર્યું થાય;
જમાઈનું બાંધું ધન મળે, કરે વખાણ લોક હર સ્થળે.

કચરો—બસ મહારાજ, મશ્કરી પણ રીતસર શોભે.

મન૦—"ગરજ સરે મારી તો પતર ફાડું તારો" હું તો રીત સરજ કહું છું.

કેશવ—રીતસર કેમ કહેવાય?

મન૦—દીકરીનું ભલું ચાહે તો મુડદાને આપેજ નહી. મેં શેઠને નેવું વર્ષના કહી બે હજાર વધારે આપવા કહ્યા, તે પણ કબુલ કર્યું હતું. કેમ સાંભરે છે?

કેશવ—પણ તેતો વાત ગઈ હવે શું છે?

મન૦—છોકરીની દાઝ નથી ને પઈશા ચાહે છે, ત્યારે શેઠ મરે ને બધી દોલત ઘરમાં આવે તો પુરો સંતોષ થાય.

કચરો—ધરમના પુતળા! સગાઈ કરવા શું કામ આવ્યો હતો!

મન૦—"વર મરો કંન્યા મરો પણ ગોરનું તરભાણું ભરો" એતો અમારી અસલી રીત છે. (નથુચંદ આવે છે.)

નથુ—ચાંદાનું ઘરેણું સોંપી આવ્યો; ભલામણ કરી આવ્યો.

મન૦—બહુ ઠીક કર્યું, આપ ગામમાં ફર્યા તેથી કચરા શેઠનાં વખાણ થયાં હશે. લોકો વાત સાંભળીને તો તારીફ કરતા, પણ નજરે જોવાની વાતતો જુદીજ છે.

કચરો—શેઠ. આ બામણાને જરા ધમકાવવો જોઇએ. એને બોલવાનું ભાન નથી કેમ કેશવલાલ!

કેશવ૦—(મનમાં) ઘી ખીચડી ભેળાં ને કાંકરો કાઢે" (થા સન) એતો મશ્કરી કરતા હતા એમાં ખોટું શું લગાડો છો?

મન૦—જોયું શેઠ, લોક તમને કચરાશેઠના જમાઇ કહે તેથી એમની ઇજ્જત ઘટે માટે ફરીઆદ કરે છે.

કેશવ—શેઠ ગામમાં ગયા તેથી તો કચરા શેઠની ઊલટી પ્રખ્યાતી થઇ.

મન૦—હા ઉલટીજ (અવળી) પ્રખ્યાતી.

નથુ—કાલ સવારમાં હવે આ ગામથી કુચ કરવાનો વિચાર છે.

મન૦—આપ એકદમ એકલા તૈયારી કરી ચાલતા થશો (મરી જશો) તો કચરાશેઠને ખોટું લાગશે.

નથુ—મારે એકલાને ક્યાં જવું છે?

મન૦—સધામ જશો કે ના બેશી રહેશો; બાઇને પછી સુખ ક્યારે મળશે?

કેશવ—સધામ એટલે શું?

મન૦—સ્વ એટલે પોતાનું ને ધામ એટલે ઘર; મતલબ પોતાનું ઘર.

નથુ—એ મહારાજ તો આપણને ઉંધું લાગે, પણ અર્થ સાળો હોય એવુંજ બોલે છે, એપણ એક પ્રકારની વિદ્યા છે.

મન૦—શેઠ આપ ઠેઠ પોહોચશો (મરી જશો) ત્યારે કચરા શેઠ અને શેઠાણીને નીરાંત થશે.

નથુ—તૈયારી તો કરી રાખી છે, બાકી તો એમને આપણી માટે ચિંતા રહે એ કુદરતી છે.

મન૦—એમણે કર્યું છે એવું તો કોઇથી ન થાય.

નથુ—હા ભાઇ મોટી મેહેરબાની કરી; રૂડાપ્રતાપ એમના છે. હવે હું જાઉં છું તમે જલદી આવજો.

(જાય છે.)

મન૦—કેશવભાઇ જરા બેસો. એક ગીત લલકારૂં તે સાંભળીને જાઓ. કચરા શેઠ તમે પણ બેસો.

(ગાય છે.)

હે ફટફટ ફુટ પિતા પાપી, રે ફટફટ ફુટ પિતા પાપી;
પઇશા ખાતર નીજ પુત્રી તેં બુઢાને આપી.
સ્વાર્થ તે પોતાનો સાધ્યોરે (૨);
કુમળી અબળાનો રઃ કીધો જન્મારો બાળ્યો;
ભલું તારૂં તે કેમ થાશેરે. (૨);
કાલ સવારે અરે બિચારી બાળા રંડાશે;
સુનિતે ચાલે તો સારૂંરે (૨);
નહીં તો બની જારણી કુળ એ દીપાવશે તારૂં.
ફજેતીથી જગમાં ન ડર્યોરે (૨);
ઇશ્વર પાસે જવાબ દેવા વિચાર કામ ન કરશો.

નિરાસો અનાથનો લીધારે (૨);
નાક કપાવી સાકર ખાવા ઊપાય તેં કીધો.

કુશળ—વાહરે વાહ! તારાં કારસ્તાંનને તુંજ પહોચે. ચ્યો ચાલો હવે. (સહુ ઊઠી જાયછે.)

દ્વીતીય અંક સમાપ્ત.



# અંક ૨ જો.

## પ્રવેશ ૧ લો.

### સ્થળ પ્રિતમલાલનું ઘર.

ચંદા-(ગાયછે)    "કેફી સઇઅબર જેનો કંથડો" એ રાગ.

જાગ્યો મને નાનો નાવલીયોરે,
કરૂં ક્યાં જઇ પુકાર;
હું છું વર્શ સતરની સુંદરી;
એને થયાં દસ બારરે. જાગ્યો મને૦ ૧
પરણ્યો, ન જાણે પેહેરી પોતડીરે,
રમે બાળકોની સાથ;
દોડગ દોડા કરે શેરીયે,
ભરે કુતરાંને બાથરે. જાગ્યો મને૦ ૨
ભણે તો તો પુત્ર થાય દુબળોરે,
માટે નિશાળે ન જાય;
જુગટે રમે કે જાય બાગમાં,
ફળ ગોઠાઇયો ખાયરે. જાગ્યો મને૦ ૩
ઢોંચણીયો ઘણી મારો રોતડીરે,
ઠામ ઠામ માર ખાય;
વઢે બાંડ મારે ઘેર સર્વને,

દેથી કશું ન કહેવાયરે. માચ્યો મને૦ ૪
માંડ દીકરો ઘણા લાડકોરે.
કેમ કરાયે નારાજ;
બાળપણેથી ચઢયો કુનીતિએ,
પાડયો નઠારો મીજાજરે; માચ્યો મને૦ ૫
રાતે કામતાપથી પીડાઉં હું રે,
પતિ પોઢે માની પાસ;
એકલો ડરે જો ચઢે મેડીએ,
સાંજે સુવે બારે માસરે. માચ્યો મને૦ ૬
ખરી જુવાની રૂપે વહી જશેરે,
ત્યારે થશે એ જુવાનરે;
પછાથી એ મારશે કે તારશે,
જાણે ઇશ તે નિદાનરે માચ્યો મને૦ ૭

"દીદા દેવને પુગી જાવા" અહા! જે આજનો દિવસ કામ તાપથી દગ્ધ થયલા વ્યાકુળ ચિતને શાન્ત કરવાનો, જ્ઞાનનો ઉપયોગ કરી તેનો ઉપભોગ લેવાનો, રૂપ, જોબન, અને શણગાર સાર્થક કરવાનો, અને સંસારિક સુખના મૂળ રૂપી પતિ સેવાનો પાયો આનંદ મય અંતઃકરણે રોપવાનો ધારેલ, તેજ આજનો દિવસ! મનમથ પીડાની પૂર્ણ આપદા નિરાશ થઇ, લાંબા કાળ

પર્યંત વેઠવાનો, અહરનીશ ઊદાસ બેચેન અને પીડિત રહેવાનો, જ્ઞાન, રૂપ, આભુષણ, અને જોબન નિરર્થક થવાનો આવી થયો, એ કેવું મહાભારત સંકટ!! ૭ સાતે વર્ષે પતિ પુરૂષત્વમાં આવે ત્યાં સુધી કામતાપથી પીડાવું! અહા! એ અસહ્ય અતર્ક કષ્ટની અનુભવ વિના કોણ તુલના કરી મારી દયા આણે? અને કદાચ બધું વિશ્વ મારી દયા આણે તોપણ મારા ભાગ્યને માટે જે નિરમાણ થયું તેનો હવે વિધાતા પણ શી રીતે ફેર ફાર કરી શકે? અરે દૈવ! "દુકાળમાં અધીક માસ" "સાસુ મુર્ખ ને પતી લાડકો" મારો પતી જાતે લુગડાં પણ નથી પહેરી શકતો, એક પઈશો પણ મા પાસે કજીઓ કરે ત્યારે પામે છે, ખાવા રમવા શિવાય શ્વપ્ને સંસારની ખબર નથી તે મારૂં રક્ષણ શીરીતે કરે! મારા લાડ કોડ ક્યાંથી પાળે! સ્ત્રી સુખ, વિલાસ અને વિનોદમાં શું સમજે! અહા વળી સાસુ મુર્ખ, મારો વિચાર સ્વભાવ વરતણુંક અને જ્ઞાન એને શું પસંદ પડશે! એની ચાલ, રીતી, વાતચીત મને કેમ ફાવશે! અને એનું અંતઃકરણ પ્રીય કરવાનું મને કયાંથી આવડશે! હરી હરી! દરેક દુઃખીયાને કષ્ટ નિવારણ કરવા અર્થે ઉપાય આશા અને દીલાસો પણ મારે શું? મુર્ખ સાસુ ને વિદ્વાન! લાડકા પતીને સુજ્ઞ! ઢીંચણીઆ ધણીને

જવાન હાલ અન્ન પણ કરવાને સમર્થ નથી ત્યાં હું શું ધારૂં અને પ્રયત્ન કરૂં! (આંખમાં આંસુ આવેછે.)

**અંબા**—મોતીભાઈ, આજ તમો મેડી ઉપર સુવા જાઓ..

**મોતી**—તું આવે તો જાઊં. મને એકલાને તો બીક લાગે.

**અંબા**—બીક નહીં લાગે તારી વહુ સાથે આવશે.

**મોતી**—હું તો કાંઈ ઉપર નથી જતો. મને તો નિંદ્રા આવે છે તે અહિંજ સુઈ જઈશ. (સુવાનું કરે છે.)

**અંબા**—બેટા, ઘેલા થઈએ નહી; તું હવે પરણ્યો માટે ડાહ્યો થા. ઉપર ગયા વિના ચાલે નહીં.

**મોતી**—તું આવે તો જાઊં, નહીં તો નહીં જાઊં, નહીં જાઊં ને નહીં જાઊં.

**અંબા**—ઊપર મીઠાઇ છે, પાન છે; તે ખાવાં છે કે નહીં!

**મોતી**—હું એકલો તો રાતને પહોર બીહું, માટે તું ચાલ.

**અંબા**—ચાલ હમણાં હું સાથે આવું. કાંઈ શાસ્તર કર્યા વિના ચાલશે.

**મોતી**—મા ચાલને મને તો હવે ઊંઘ બહુ આવે છે.

**અંબા**—ચાલો બેટા. (બંને ઊપર જાય છે તે થોડી વાર પછી મોતીને સુવાડી નીચે આવીને) વહુ, હવે તમે પણ ઉપર જાઓ. રાતમાં એને પાણી પીવાની આદત છે માટે જાગે તો પાજો.

**અંદા**—(મનમાં) એટલા સારૂજ ઊપર જાઊં છું બાકી એતો બોલવામાંએ નહીં સમજતો હોય. હે પ્રભુ! આ તે

કેમ સહન થાય! (તે પણ ઊપર જાય છે.)

**પ્રીતમ**—હે ચંડાળણી! આખરે આ ખેલ મારી નજરે દેખાડયો!! મારા ઘરના આજથી આવા ફજેતા? ભુવાના ઘરમાંજ ભૂત! રે વિધાતા! મારાં કર્મ કયાં ફુટયાં કે આ રત્ન મારે સારૂ જાળવી રાખ્યું.

**અંબા**—બાવા થયા હત તો કંઈએ નહોતું. હજી હું, વહુ, ને છોકરો મરીયે તો તમને ઘણુંયે નિરાંત થાય. જોજો બીચારા ડાહ્યા. કોક હોય તો ઘરમાં છોકરાની વહુ આવેથી રાજી થાય ને આતો ઊલટા બળે છે. તમને તે પરમેશ્વરે શું કામ બાપડા છોકરાં આપ્યાં હશે!

**પ્રીતમ**—(મનમાં) જીવ! શાન્તતા પકડ, ઘરનો ફજેતો કરવામાં માલ નથી. કાદવમાંથી સુગંધ શાની નિકળે. "પ્રાણ પ્રક્રતી સાથે જાય" હવે શિખામણ "છો ઊપર લીંપણ થશે" કારણ "પાકે ઘડે કાના ન ચઢે" બેહેતર છે કે ખરી અગત્ય વિના અહિં આવવુંજ નહીં. ગરીબ ચંદા! કામ પીડિત ચંદા? નહી, જુવાન અને સદગુણી બેટી! માંકડાની કોટે તું બંધાઈ! લાચાર! લાચાર! અરે બચ્ચા! હજી તું નથી જાણતી કે તારી સાસુ પલીત મીજાજની છે. હરહરહર!! આપાણાથી કંકાસ લેશ માત્ર ખમાવાનો નથી. દુઃખી અબળાનું દુઃખ જોઈ ઘેરથી રહી જાતે દુઃખી થવું! નહી, હું કદી અહિં નહીં રહું "સહુ સહુનાં નસીબ." તોપણ ચંદાના દુઃખથી મ.

નમાં પ્રગટેલ હોળી કદી બુજાશે નહી. (વિચાર કરતાં કરતાં સુઇ જાય છે.)

અંબા—પોતે તો બોલ્યા વિના સુઇ ગયા પણ મારે ક્યાં કુ-ભાની નવાઇ છે. ભલેને એ કુટી મરે હું શું કામ મનમાંજ ધરૂં. (સુઇ જાય છે.)



## પ્રવેશ ૨ જો.

સ્થળ ચંદાનું શયનગ્રહ.

ચંદ્રમણી તથા મોતીલાલ.

ચંદા—(એકલી) આતો ધસધસાટ ઊંઘેછે. દેખીતો ધણીએ રૂપાળો પણ મારેતો હાલ શા કામનો! ઓ પ્રભુ કામ તાપ મને નસેનસ અગ્ન પ્રગટાવેછે તે મારાથી નથી સંહેવા તું નિંદ્રાપણ આ વખત મારી દુશ્મન થઇ, એકતો વાગી ગયો હવે શું કરૂં, ગયાં બે વર્ષ તો આશામાં નિકળ્યાં; તેમજ મારી ખરી યુવાવસ્થા પણ નહોતી થઇ હવે આ વીજ સ્થિતીમાં છ સાત વર્ષ ગાળવાં પડશે? (આંખમાં આંસુ આવેછે) સહુ બાર વર્ષ ખોટાં કહેછે મને તો એ આઠ નવ વર્ષનો લાગેછે.

મોતી—(જાગીને) બા આ આ! ઓ બા! પાણી પીવુંછે.

ચંદા—આ બિચારાને ખબરજ નથી કે હું ક્યાં સુતોછું; જરા જગાડી વાત ચીતનો કરૂં.

મોતી—ઓ બા? પાણી પીવુંછે. રાંડની, કયારનો કહુંછું તો એ કેમ નથી પાતી?

ચંદા—વાહ! જીભમાંતો અમૃત ભર્યુંછે. (બેઠા કરીને)લ્યો પાણી પીઓ.

મોતી—(બેઠા થઈ પાણી પી પાછો સુઈ જવાનું કરેછે.)

ચંદા—બરફી ખાવીછે કે? લ્યો બરફી આપું?

મોતી--(સુતો સુતો હાથ ધરેછે.)

ચંદા—બેઠા થાઓતો આપું (તે બેઠા થાયછે એટલે કટકો આપીને)હજી વધારે આપું?

મોતી—(તેના સામુ જોઈ બીહેછે તથા બરફી નથી લેતો.)

ચંદા—બીશોમાં; હું તમારી વહુછું તમે પરણ્યા ત્યારે લાજ કાઢીને તમારી જોડે બેઠી હતી તે હું,કેમ ભુલી ગયાકે?

મોતી—તેતું આંહી શું કરવા આવીછે, મારી બા ક્યાં ગઈ?

ચંદા—હે પ્રભુ! મારી આ દશા!

મોતી—બોલને મારી બા ક્યાં ગઈ.

ચંદા—તમારે શું કામછે, મુતરવુંછે?

મોતી—રાંડની જવાબ દેને,તારે શું કામછે? (એક ધબો મારેછે)

ચંદા—હેહરી! અત્યારથી આ લક્ષણમાં નીપુણછે તે આગળ જતાં શી દશા થશે! ભલે નશીબ! જેટલી બદનજર કે

રવી હોય તેટલી કર. (મોતીને)એતો હેઠે સુઇ ગયાંછે.

**મોતી**—મારેતો મારી બા પાસે જવુંછે. મને હેઠે લઇજા.

**ચંદા**—હાયહાય! હવે શું કરૂં? આને હેઠે શી રીતે લઇ જાઉં જો નહીં લઇ જાઉં તો મારશે ને ઉલટો રોશે "લેને ગઇ પુતને ખોબેઠી ખસમ" વાતો કરવા જાગૃત કર્યો તો ઉલટી ફજેતી થવા વખત આવ્યો.

**મોતી**—(કેટલીકવાર સુધી માને સાદ પાડી હેઠે ઉતરવાનું કરેછે.)

**ચંદા**—અંધારામાં ઉતરોછો તે પડી જશો તો ક્યાંક વાગશે અહીં રહે રહે તમારી માને બોલાવો.

**મોતી**—જાને ગધેડીની! મુંકવાએ નથી આવતી ને ઉલટી ના શાની પાડે છે.

**અંબા**—(જાગવાથી ઉપર આવી) કાં ભાઇ શું છે ભુખ લાગીછે?

**મોતી**—મને આંહી નથી ગમતું માટે હેઠે આવવું છે.

**અંબા**—ચાલો પધારો, સારાતર થઇ ચુકયું. વહુ તમે તમારે હવે નિરાંતે સુઇ જાઓ ધભરાશો નહી. મોટાનાં છોકરાં એવાંજ હોય.

(મોતી તથા અંબા નિચે આવે છે.)

**ચંદા**—શું હું કાંઇ મોટાની છોકરી નથી! ઓ પ્રભુ હવે મારૂં ઝટ મોત નહી આવે તો હું ખચીત આપધાત કરીશ. રોજ રોજ આવા ફજેતીના ફાળકા કેમ ખમાશે? સા

સુનો સ્વભાવ પણ ખરાબ છે એટલે સાહેબીનો પાર રહ્યો નથી. આજથી આવો લાડકો કરી રાખ્યો છે ને આગળ જતાં શું ભણશે ને કેમ સુધરશે. મને નથી લાગતું કે આ અવતારમાં હું એકે દિવસ આનંદમાં કહાડું બાપ મૂર્ખ ને મા ઓરમાઇ એટલે પીયરના સુખમાં પણ બાકી રહી નથી.

(વિચાર કરતાં કરતાં સુઇ જાયછે.)

---

## પ્રવેશ ૩ જો.

સ્થળ નથુશેઠનું ઘર.

નથુચંદ તથા મેનાં.

**મેનાં**—(એકલી) ઘર તો ઘણુંએ મોટું છે; માંહે એકેકો સામાન મેં મારી ઉમરમાં નહી જોયેલ તેવો છે: પણ શું હું તેને બટકાં ભરૂં? આવી ત્યારથી બેસી રહીછું. અહીં તો કાંઇ કામ કાજે નથી. મનમાં આશા રાખતી કે ધણીથી કલોલમાં રાત દિવસ ગાળીશ પણ આ તો તેમાંનું કશું નથી પોતે આંધળાને વળી લુલા થયા છે આ મોટું ઘર તો ખાવા ધાય છે અરે નશીબ? શું આખો જન્મ એકાંત કેદમાં જશે? પોતે શરીરે જેવા છે તેવાજ લક્ષણે પણ છે. ઘરમાં બીલકુલ ઇજત ન મળે; બધા નોકરો છોકરાની પેઠ મશકરી કરેછે તેથી

મારી પણ એ આબરૂ થાય છે. મને પણ કાંઈ ગાંઠતું નથી; લોકોનાં ટોળેટોળાં જોવા આવે છે તેપણ મશ્કરી કરીને ચાલ્યા જાય છે. આજ સુધી એક દહાડો સુખે સુવા વખત તો આવ્યોજ નથી દસે દહાડે આજ પોતે આવવાના છે.

(નથુશેઠ તથા મનસુખ આવેછે.)

મન૦—અહા! શેઠાણીતો રંગીલા વરની વાટ જોઈનેજ બેઠાં છે ને.

નથુ—મનસુખ તું તારે જા.

મન૦—શેઠ. લાકડી આ ખુણામાંજ રાખો હાથ ધ્રુજે છે તે છુટી પડશે તો ક્યાંક શેઠાણીને વાગી જશે.

(લાકડી લઈ લેછે.)

મેનાં—(મનમાં) અરે હાય હાય! આતો દહાડે દહાડે મરવાની તઈયારી કરતા જાયછે તે એકદમ મરી જશે તો મારા શા હાલ થશે.

મન૦—(મનમાં) આંહી ઊભો રહી તમાશો તો જોઉં લાકડી વિના ચાલે છે તેથી હમણાં ટીચકાશે.

નથુ—(છપરપલંગ પાસે આવતાં ઠોકર વાગવાથી પલંગપર વહુ બેઠીછે તેના ઊપર પડે છે.)

મેનાં—(કચરાવાથી) ઓ માડી મરી ગઈરે! હાય હાય મારો તો હાથે ભાગી ગયો, ને હજી આતો ઊપર પડયા છે

તે મારાથી નથી ઉપડતા કોક આવો—રે એ એ.

મન૦—(મનમાં) જરાવાર બુગ પાડવા દયો પછીથી જવાશે. બોખું જબરૂં છે તે છોકરીથી ઉપડવાનું નથી.

નથુ૦–ગભરાશો નહીં હો બાપુ! ગને જરા નીસરણીએ ચઢવાથી સાસ ચડયો છે તે હેઠો બેસે એટલે હું ઊઠું છું. તમે કચરાત તો નથી ના? (હાંફેછે.)

મેનાં—ઓ બાપરે! હું ભારે મરી જાઊં છું ને આતો હજી કચરાવવાનું પુછેછે.

(તાણીને) અલ્યા મનસુખ ઓ મનસુખ.

મન૦–(દોડતો આવીને) કેમ શેઠાણી શું છે?

મેનાં—મારા ભાઇ, કચરાઇ મરૂં છું તે જોતો નથી?

મન—શેઠ, હેઠે ચાલો. તમારેને શેઠાણીને નહીં બને. તમે આવા સુવાંગે લાગે કહેછે કે હું ભારે મરૂંછું.

નથુ—ઊઠાડ મને બેઠો કર.

મન—(બેઠો કરેછે એટલે મેનાં ઉઠી આથી જઇ દીલ સંભાળેછે) હેત કરતાં બરોબર નાવડયું, કારણ કે હજી શેઠાણીની આંખમાં આંસુ આવ્યાં નથી.

મેનાં—(ધામેથી) તે પણ થશે. ઊતાવળો શું કામ થાયછે.

નથુ—અલ્યા આંસુ શેનાં આવે શું એને કાંઇ વાગ્યુ છે?

મન—નારે સાહેબ એતો ઢોંગ કરેછે; મેં તો હરખનાંઆંસુ આવવા કહ્યું, માણસને બહુ ખુશી થાય ત્યારે આંખમાં આંસુ ભરાઇ આવેછે.

(શેઠાણીને)જુઓ એના મોમાંથી અમૃત ઝરેછે.

મેનાં—બળ્યું એનું મોં; છોકરાની પેઠે માંહેથી લાળ ચુવેછે.

નથુ—હાશ હવે સાસ નરમ પડયો. શેઠાણી ક્યાં ગયાં? (પ લંગપર હાથ ફેરવેછે)

મેનાં—(મનમાં)અરે! આતો સાવ આંધળો થયો, દહાડે દહાડે એક એક વ્યાધી વધતી જાયછે.

મન—સાહેબ, એતો "શેઠ આવ્યાને મને બોલાવી કેમ નહી" એમ કહી રીસાઇને હેઠે ગયાંછે.

નથુ—જો રાંડનીલુચ્ચી આવ્યા પેહેલ ક્યાંથી બોલાવું? હજી આ વીનેતો હુમાંગુંજ બેઠોછું.

મન—અને વળી આવ્યા પહેલ વહાલ તો કર્યું,એતો એવાંજછે.

નથુ—જા રાંડ ગધેડીને બોલાવી લાવ. આખરે ભીખારીની છોકરી તે કાઢયા વિના રહે.

મેનાં—(મનસુખને)હવે બહુ થયું ગાળોતો ન ખવરાવભાઇ

મન—શેઠ બોલોમાં એતો કહેક હું બારીમાં ઉભી હતી જુઓ આ આવ્યાં.

નથુ—આવો બેટી. આંહીં બેસો.( પલંગપર હાથ ઠોકેછે.)

મેનાં—(મનમાં)હાય હાય! આતો ગાંડો છે કે શું? મને બેટી કેમ કહેછે?

મન૦—હા શેઠ. એ તમારી વાહાલી બેટી.

નથુ—અબ્બા તેં શું કહ્યું! એ મારી બેટી શાની? બોલતાં

બોલતાં ફાટેછે કે?

**મન૦**—શેઠ, બેઠી તો તમે કહ્યું મેં નથી કહ્યું.

**નથુ**—મને તો ચંદાને બોલાવવાનો મહાવરોછે તેથી એમ બોલાઇ ગયું. પણ સાળા તું એ મીયાંની વાદે ચણા ચાવે છે કે?

**મન૦**—સાહેબ, મેંતો કહ્યું એ તમારી વાહાલી બેઠી. હવે હું જાઉંછું (તે જાયછે.) પણ જાળવજો વળી શેઠાણી નાશી ન જાય!

**નથુ**—મનસુખ ગયો કે—(મેનાં કાંઇ પણ ન બોલતાં ઉદાસ થઇ સુઇ જાયછે.)

**નથુ**—શેઠાણી કેમ બોલતાં નથી? (તે ચાલીને નથી બોલતી તેથી)જો રાંડ હું મનસુખથી વાત કરવા રહ્યો એટલા માંતો સુઇ ગઇ શી કલંઠછેને! જરાએ મારી મરજી નથી સાચવતી.(પલંગપર હાથ ફેરવીને) જો હા આ સુઇ ગઇ પુરી કભારજા છે પણ કાંઇ બોલાવ્યા વિના ચાલશે; લાવને જગાડું, (તેના પગને બચી કરેછે) અરેરે આતો પગ જણાય છે ને મેંતો બચી કરી. હશે એ સુઇ ગઇ છે માટે કાંઇ હરકત નથી.

**મેનાં**—તમે તો પાંગતે સુતાછો માટે ઉઠીને સમા સુવો.

**નથુ**—(નથી ઊઠાતું તેથી) હવે આસીસું ને પાંગત તુંજ આ તરફ આવ.

મેનાં—ઊભા રહો હું જરા પેલી બારી વાસી આવું. ( તે બારી વાસવા જાયછે એટલે મનસુખ ધબ ધબ કરતો નીચે ઊતરી જાયછે.)

નથુ—(નીસરણીના ધબકારા સાંભળીને) જો રાંડ બારી વાસ વાનું કહીને નીચે જતી રહી. હું આંધળો થયો છું તેથી એને મારૂં મોં નથી ગમતું, તે હરેક બાનું કરી નાશી જાય છે. આતો થોડા દહાડામાં વંઠી જશે" (મેનાં વગર બોલે પડખામાં સુવા જાય છે એટલે) જો રાંડ વળી આવી કે. છીટ! છીટ! (એક જોરમાંથી લાત મારે છે તે મેનાંના પેટમાં વાગે છે.)

મેનાં—ઓય માડીરે! મારાથીતો માર નથી ખમાતો.(કળ ચડવાથી રોવા માંડેછે)

નથુ—ઓ મારી બાપુડી! તું છે કે! રોજ બીલાડી આવી મારી પથારી બગાડેછે, તે આજે પણ આવી હશે એમ ધારી મેં લાત ફેંકી. બહુ તો નથી વાગ્યું કે?

મેનાં—(મનમાં)મુઆ તમે ને મુઇ હું.ઓ બાપલીયા! પહેલેજ દહાડે બે વાર કુટાણી. એકતો મરવાને તઇઆર ને વળી બીજાજના પુરા તે આવતામાંજ રોયાએ બેચાર સંભળાવી રોજ રોજ તે એમ કેમ ખમાશે! હાય હાય! આખું દીલ ગંધાય છેઃ નાકમાંથી લીંટ તથા મોંમાંથી લાળ તો ચાલીજ જાય છે. વળી છીંકણીથી લુગડાએ બગડયાં.

ઝાંઝરસથી મારા તો કાન ફૂટી ગયા મનમાં ધારતી કે નસીબદારને પરણી સુખી થઈશ. પણ હત્યારા બાપે રૂપીઆને પરણાવી ત્યાં સુખની શી આશા! ઓ બાપ!! આથી મને ક્યાંહીં વેચીને રૂપીયા લીધા હોત તો એ આટલું દુઃખ ન થાત* રૂપ, રંગ, ઘરેણાં, લુગડાં, બધાં બાળી મુકવાનાં છે. હાયરે! કોઈ દહાડો સુખતો આ-વવાનુંજ નથી. હું તે કેટલુંક વિચારૂં.

(થોડીવાર પછી બંને સુઈ જાય છે)



## પ્રવેશ ૪ થો.

સ્થળ નથુશેઠનું ઘર.

વૈદ-મનસુખ-મેનાં-રાધા-વિગરે.

વૈદ—એમને ક્યારથી આ સોટો ઉઠયો છે?

મન૦—ત્રણ દહાડાથી વધારે માંદા થયા હતા, ને આતો ચાર વાગેથી થયું છે. મુળ વાત કહોને, ખરા કરશો કે ખોટા!

વૈદ—છેતો આખર. પણ ઊઘાડું કહીશું તો આ બાઈ ફુટી મરશે (ચાસન) ફિકર ન રાખો હમણાં મટી જશે.

મન૦—શેઠ, ઓ શેઠ, આ શેઠાણી બેઠાં છે તે તમે ઓ-ળખી શકો છો?

વૈદ—અલ્યા બેવકુફ (બાજુએ જઈને) એની આગળ ભજન

કરો એ આખર છે. આડી અવળી વાત કરી બિચારા ને રખડાવશો નહીં.

મન૦—કેમ અત્યારે ભજન શા સારૂ કરીયે?

વૈદ—એનો જીવ પ્રભુમાં પેસે તો આડો ન જાય.

મન૦—જો ભાઈ, સારૂં કર્યું હશે તો સારે ઠેકાણે જશે. કાંઈ પરાણે બુમો પાડીને ભજન કરાવ્યૂં કરશે? એનો જીવ તો ક્યાંહી ભટકતો હશે.

વૈદ—ત્યારે એની પાસે શેઠાણીનું નામ ન લે. નહીં તો એનો જીવ ઘરમાં રેહેશે.

મન૦—તો તો ઠીક થશે. નીંચ ઘેર જન્મ નહીં લે.

વૈદ—માથું શું કુટાવે છે એતો અવગતીયો થાય તે સારૂં નહીં.

મન૦—સારૂં શા સારૂ નહી? પૈસો ઘણો છે ને શેઠાણીનું ઠેકાણું નથી તે ભૂત થશે તો જાળવશે; તેથી શેઠાણી ભુખે નહી મરે ને બીગાડ પણ નહીં થાય.

વૈદ—હુંતો હવે જાઊં છું.

(તે જાય છે ને રાધા આવે છે.)

રાધા—અલ્યા મનસુખ, મેનાં અજાણી છે ને ઘરમાં ગામની વેળા ભરાશે માટે મારી સાથે ચાલ આપણે ઘરનો બંદોબસ્ત કરીયે.

મન૦—જીવતા ઊઠ્યા તો ફરી મને કે તમને ઘરમાં પેસવા નહીં દે.

રાધા—હમા હમમાં કયો એ છુટી જાય માટે ચંદા તથા મેનાંની ખાતર ચાલ.

(બંને જાયછે ને થોડીવાર પછી નથુના રામ રમી જાયછે.)

મેનાં—(થોડીવાર એભાંનરહી જાગૃત થવાથી) ઓ મારા બાપ! આખરે આ દીવસ જોવામાં આવ્યો! હજી સતર પુરાં થયાં નથી, ઘરેણાં, લુગડાં કે સાહેબીનો પુરો ઉપભોગ પણ લીધો નથી; ને તેટલામાં આ દશા થઇ! આજ સુધી આંખો આંખો જે સુખનો સૂર્ય દેખાતો હતો તેપણ અસ્ત થયો; અને હવે મારે આખી ઉંમર આ દુનીયામાં અંધારામાં અથડાઇને ગાળવી પડશે. શું હું રંડાઇ અને લોકવાણી ખરી પડી! સગાઇ કરી ત્યારથી સહુ મુડદાને પરણાવ્યાનું કહેતાં ત્યારે મારો પાપી બાપ જે મને દીલાસો આપતો તે સાફ જુઠા જણાયા!! હવે હું મારો જન્મારો શી રીતે પુરો કરીશ. હું રંડાઇ!! એ રંડાવનાર મારો બાપજ છે. હું એને આ વખત શું આસીરવાદ દઊં. એશું એવો ભુખે મરતો હતો કે ઊદ્યમ કરવાને અશક્ત હતો તે પઇશા ખાતર મને જન્મ સુધી દુઃખમાં ઝીકી દીધી! કૃત્ય બાપે કર્યું ને તેનું દુઃખ મારે વેઠવું એ તે ન્યાય!! "બેટીને ગાય દોરે ત્યાં જાય" પહેલેથી જાણતી હતી પણ શું મારાથી ના પડાય!

અને ના પાડું તો મારૂં શું ચાલશે? કાણુ સાંભળે ઝાઝું કરૂં તો એનાં એ લોક નીંદા કરે તથા હલકી પાડે. બાર મહીના તો સખત મજુરી સાથે એકાંત કેદ! એ વળી આટલા દુઃખ ઉપર ઇનામ! સારૂં ખાવું નહીં; છતે ઘરેણું લુગડે સારૂં પેહેરવું નહીં; આજગીજ નાત બહાર નીકળી ચુકી. કોઈ શુકન ન લે, સવારમાં ઉઠીને મોં ન જુવે; સારા કામમાં સામીલ ન કરે; અરે કાંઈ એક વાત છે, આ મોટી હવેલીમાં મારાથી આખો ભવ એકલાં કેમ ગળાશે, કદાચ એ બધું સહન કરૂં તોપણ કામતાપ! મનમથ પીડા! મહંત રૂષીને ધુળ ફકાવનાર દુષ્ટ! અરેરે જો મારા ઊપર ફાવી ગયો તો પછી દુઃખમાં બાકીજ નહીં રહે. ગરીબને ઘેર રંડાઈ હત તો મન કમાવા, ખાવા, તથા કામકાજ કરવામાં રોકાત તેથી દીવસ સહેજ જાત; પણ આતો આખો દીવસ બેશી રહી ખાવું, પીવું, અને ઇજતભેર દીવસ ગાળવા એ કેમ બનશે. મારા કરતાં નાના વરવાળી હજાર દરજજે સુખી. તેને તો પાંચ સાત વર્ષ પછી પુર્ણું સુખ મળવાનું. પણ અફસોસ! હજારવાર દીલગીરી! મારા મનને દીલાસો મળે એવી એક ચીજ વિષમાં બાકી રહી નથી. મારે માટે આજથી મોટું

મીંડું વળી ચુંટ્યું. અરેરે જનમ વાંઝણી અને બાળ રંડા! મોટામાં મોટી ગાળ તે વિના અપરાધે કેવળ દૈવ કોપથી હું ભોગવું. ધિક્કાર છે મારા જીવતરને!! મારી દોલત, રૂપ, અને જોબન જેને સહુ સુખના સાથી ગણે છે તેજ મારા દુઃખના સાથી થયા! મારે માટે દુનીયાંજ પલટી ગઈ. હર હર હર!! કેટલું વિચારૂં ને શું કરૂં! લુખું ખાવું, ભોંય સુવું, ખુણે બેસવું; અવધી! અવધી! અવધી!

(બેભાન થાયછે સાંજે નથુ શેઠને બાળી લોક પાછા આવેછે તથા કુલ મૃત્યુ કીયા પછી સહુ વેરાઇ જાયછે.)



## પ્રવેશ ૫ મો.

### સ્થળ ચંદાનું શયનગ્રહ.

ચંદા—મોતીલાલ—તથા અંબાગવરી.

ચંદા—એકવાર અહીં વાંચવા બેસો. લાવો તમારો પાઠ ખરો કરાવું નહીં તો વળી માસ્તર મારશે.

મોતી—ભાઇ ઘણીવાર નહીં બેસું હો, બે વાર વાંચીશ.

ચંદા—હા. જાઓ બેવાર, (મોતી પાસે બેસી તેનો વાંસો જોઇને) આ સોટીયો માસ્તરે મારી છે કે?

મોતી—હા. પણ મારી બાને કહીશમાં નહીંતો તારૂં
નામ દઈશ.

ચંદા—હું ભાગ્યશાળી તો તૈયારજ છું, ભલા તમે મને સો-
ટીઓ તમારી બાના કેહેવાથી મારી હતી કે?

મોતી—તેનું તારે શું કામછે?

ચંદા—(મનમાં) ફોસલાવ્યા વીના ખરી વાત નહીં કહે (પ્રકા-
સન) એણે એવું કહ્યું હતું ને તમે ચાર કેમ મારી?

મોતી—ના એણેતો ખુબ મારવા કહ્યું હતું. પણ તું જાગી
ગઈ એટલે હું બીહી ગયો તેથી ન મારી.

ચંદા—(મનમાં) મારાથી બીહેછે માટે ધમકી આપું નહીં
તો વળી રોજ મારશે. (પ્રકાસન) હવેથી હું જાગતી સુઈ
રહીશ. તે જો મારવા આવ્યાતો હાથ ભાગી નાંખીશ.
હું તમને ભણાવું છું, લખાવું છું, ને તમે મને મારો
એ કાંઈ સારૂ કહેવાય? (મનમાં) ધુળ ભણેછે બાપની
હાકથી આટલું લાકડું રહ્યું છે.

મોતી—આજતો ઘોડાનો પાઠછે. જો આ રહ્યું ચિત્ર.

ચંદા—ચિત્રમાં શું જોવું છે, પાઠ વાંચવા માંડોને? (મનમાં)
આ હજી પેહેલી ચોપડીમાં ગોથાં ખાયછે તે કેમ સુ-
ધરશે ને શું થશે.

મોતી—જો મને ધમકાવ્યો તો મારી બાને કહી દઈશ.

આંબા—(દાદર નીચેથી બધું સાંભળતી હતી તે ઉપર આ-

વીને) જો રાંડ વંઠેલ, અત્યારથી છોકરા ઊપર રોફ પાડવે છે? (લાત મારીને) ઊઠ રાંડ પંડીતજી, જો મોટી ભણેલી આવીછે તો ગુણકા થા નહીં તો સાહેબના ઘરમાં જા એટલે ભણ્યું ગણ્યું બધું કામ આવશે.

ચંદા—(રોતીરોતી) બાઈજી! હું તો રોજ માસ્તર માર મારે છે તે દેખી નથી શકાતો માટે એમનો પાઠ ખરો કરાવતી હતી; જુઓ આ વાંસામાં સળ.

(સળ બતાવેછે.)

અંબા—અટ્યા, સાચું બોલ નહીં તો તારા પણ ભુંડા હાલ થશે. આ સોટીઓ તારી વહુએ નથી મારી?

મોતી—હેં! હાહા, મારી વહુ, રોજ રાતે પાઠ ખરો કરાવ્યા પહેલ સુવા પણ નથી દેતી ને વળી ધમકાવેછે.

અંબા—આ તારો માંટી શું કહેછે? (ગાલે ચોંટી દઈને) આમને આમ મારા છોકરાને દુબળો કરી નાંખ્યો. લોહી પીજા એટલે પરવારે. તારા કરમમાં તે શંખણી આવો રત્ન જેવો વર ક્યાંથી હોય?

ચંદા—(ગાલ સંભાળતી) બાઈજી, મારાથીતો માર નથી ખમાતો, તમે મારો ને એમને પણ મારતાં શીખવો; એવું મેં તમારૂં શું બગાડ્યું છે? ચાકરડીછે તોપણ હું દળું છું ખાંડુછું, ટાંકામાંથી પાણી કાઢું છું; તોએ તમે મારા ઉપર જુલમ ગુજારો એતે કેમ સહેવાય! હું તો હવે સ-

સરાજીને કાગળ લખીશ.

અંબા—(લાત મારીને)લેરાંડ! લેરાંડ! જા તારા માનીતા સસરા પાસે જા તારા ધારેલ ધણી પાસે. પોતે ભણેલ ને પેલો પણ તેવો, તેથીજ આવી ત્યારથી હીંમાયત બતાવેછે. હું તમારાં બધાં કરતુક સમજુંછું. એની બીક શા સારૂ બતાવેછે? એને પણ પચાસ ગાઊ કહાડયો તે રખડયા કરેછે એ હું છું; "એ ગરીબ ચંદા આમને રાંક ચંદા તેમ", કરતો હતો ત્યારથી હું સમજી ગઈછું.

મોતી—બા, હવે એને વધારે મારીશ નહીં. જો એ બિચારી ક્યારની રડેછે ને થર થર ધ્રુજેછે.

અંબા—હાયહાય! આતો કોઈ પુરી વંઠેલછે. અત્યારથી છોકરાને વશ કરી ઘડપણમાં વેર વાળવા તદબીર કરેછે. પણ ફિકર નહીં હું ખરી તો એને જનમ ભેળાં રહેવા નહીં દઊં, જરાક ચાલાક થશે કે બીજી કરાવીશ, નહીં તો રાંડોમાં મોકલીશ કાંઈ પઈશાની ખોટ નથી કાલે તારો બાપ મરશે એટલે નવો ખજાનો ખુલશે.

ચંદા—તમારે મને મારવી હોય તો મારો. ગાળો દ્યો ચાહે તેમ કરો. પણ મારા બાપને કાંઈ ન કહેશો; પીયરમાં જે ગણું એ ડોસોછે.

અંબા—જોયો તારો દુષ્ટ ડોસો. બિચારી મેનાંનો ભવ

બગાડયો એજ કે બીજો?

ચંદા—તમે કહો છો ત્યારે મારે પણ કહેવું પડેછે. તમે શું સારૂં કર્યુંછે? મારી જવાની વ્યર્થ જાયછે એ પાપ નહીં?

અંબા—ચુપ રાંડ છાકેલી! પડોશી સગાં અને બધાંએ વખાણ્યાં તેમતો બાઈ ઉંચાં ચાલ્યાં. રાંડ હજારીએ મારૂં નામ લોપ્યુંછે પણ કાંઈ હરકત નથી. બાઈ તો ડાહ્યા ને સસરાને ચાડી લખનારાં! વખાણી ખીચડી દાંતે વળગી છે.

ચંદા—હું જો સસરાને કાગળ લખતી હોઊં તો મારા હાથ ભાગજો, મેં તો ફકત એક રાધા ઉપર કાગળ લખ્યોછે; હું તો મારા હાલમાં હેરાન છઊં.

અંબા—લઠા જેવી ટંકે ડોઢ શેર તો ખાયછે ને હેરાન તે શાનેછે? રાંડ તેંજ મારા ધણીને કઢાવી મુકયોછે ને હજી કેડો નથી મુકતી. કાંઈ ચિંતા નથી. તું પણ હવે જોજે તારા ધણીનું મુખડું! ચાલ ભાઈ હેડ. (બંને જાયછે.)

ચંદા—અરે! લોક મને વખાણે એ પણ મારો વાંક! એનો સ્વભાવ નઠારો તેથી લોકો નિંદે એ પણ મારો અપરાધ! હરેકની સાથે હેતે નવર્તુ તો કહેશે "તને મારાં સગાંનું મોં નથી ગમતું" ને સ્નેહ બતાવી તેનાથી

પ્યાર કરૂં ને તે મને વખાણે તો પોતે ઈર્ષા કરી મને પજવે. બોલું તો કહેશે મર્યાદા હીણછે. નં ન બોલું તો કહેશે કે મંજાણછે. અહા એક વાતે મને સુખ નથી, અતિ મેહેનત, ભૂખ, માર, અને ચિન્તનો બળાપો, એ સાધનોએ ક્ષય તો પ્રગટ કર્યોછે, પણ પ્રભુ જાણે તે ક્યારે ફતેહ પામશે. (સુઈ જાયછે )



## પ્રવેશ ૬ ઠો.

### સ્થળ પ્રીતમલાલનું ઘર.

ચંદા તથા અંબાગવરી.

ચંદા—(એકલી)આજતો દળી દળીને થાકી ગઇ, મેં મારી ઊંમર ભરમાં હાથે કળશો પણ ન ભરેલ તે આંહી એક ઘડી નિરાંત નથી મળતી. અરેરે! પુર્વે કેવાં અઘોર કર્મ કર્યાં હશે એ સમજાતું નથી. મને ચાહીને ટાઢા રોટલા ખવરાવેછે. અહા! પરમ દીવસ મને તાવ બહુ આવ્યો હતો ત્યારે હું પાણી પાણી કરીને જંપી મુઈ પણ કોઇએ મને લાવીને ન આપ્યું. ઓ પ્રભુ! તારે ત્યાં કેવો ન્યાય છે! શરીર હવે દીન બદીન નબળું થતું જાયછે; બળાપાએ પુરીબાળી નાંખી;આજતો ઉઠી ત્યારથી

બીલકુલ ચેન પડતું નથી; અરે પ્રભુ! મને રાતે પણ નિરાંત નથી અને ઉલટાં નીંદ્રામાં પણ ભયંકર સ્વપ્નો!! એક રાંડ અબળા ઊપર કેટલો જુલમ! શું એ ટપાલવાળો બોલે છે—

ટપાલવાળો—ચંદા બેન કીસકા નામ "ચંદા બેન નથુચંદ".

અંબા—કેમછે લાવો, આંહી કાગળ લાવો.

ટપાલ૦—ઇસમેં સહી કર કે એ કાગજ લે જાઓ.

ચંદા—(નીચે આવીને) લાવો ભાઇ સહી કરી દઊં: (સહી કરી દઇ કાગળ લઇને) અહા! અક્ષર તો રાધાના છે. લાવને આંહીજ ફોડું, (ફોડતાં ફોડતાં) અરે ગાહ ચીઠી શાની!! (તે વાંચેછે)"તમારા પિતા નથુચંદ કાલ રોજ દીવસના નવ વાગે દેવ લોક થયાછે; ઇશ્વર આગળ લાચાર, ગભરાશો નહીં અમે થોડા દિવસમાં ત્યાં આવશુ" (બેભાનથઈ જાય છે તથા થોડીવાર પછી શુદ્ધિમાં આવીને) હે પ્રભુ! જો થોડીવારમાં ક્ષઇ બગોબર અમલ નહીં કરે તો ખચીત હું આપઘાત કરીશ. કઠોર જીવ? હવે ખોળીયામાં બેશી રહેવા શું જરૂર છે? શું હજી વધારે દુઃખ જોવાની તારી ચાહત છે? તું નથી જાણતો કે ગરીબ અરે અભાગણી ચંદા! હવે તો કેવળ દુઃખનો નમુનો બની ગઇ? આખા સાગરમાં વિશ્રામ લેવાનો એક નાનો ટાપુ હતો તે પણ ડુબી ગયો; વિશાળ

રણના ગ્રિષ્મ તડકામાં છાંયડે બેસવાનો એકજ લીંબડો હતો તે પણ પડી ગયો! ત્યારે હવે ભવસાગરમાં ડુબી જતાં કેટલીકવાર! ગ્રિષ્મના સખત તડકાથી મારૂં કપાળ ફાટતાં શો વાંધો! હરહરહર!! બચપણમાં મા અને બાપ બંને આવી સ્થિતિમાં મુકીને ચાલી ગયાં!

અંબા—વહુ હવે બહુ થયું. ઝાઝો કકળાટ ન કરશો. કાંઇ જવાન નહોતો સાઠ વરસનો ડોસો હતો તે છુટયો. ખાલીપીલી લોકો જાણશે તો ગારે કાણ કરવી પડશે.

ચંદા—અહો જગકર્ત્તા! આતે કેવો જુલમ! "મારીને પણ રોવા ન દે." તું જો કયાંહી પણ હોય તો મારી અરજ સાંભળી એકદમ મને સંસારમાંથી ખેંચી લે. શું હું આખી ઊંમર નર્ક ખાડમાંજ સડયા કરીશ?

અંબા—અલી કેમ માનતી નથી? વાસો ખોખરો કરાવવો છે કે? ચાલ ઝટ નાહી નાંખ. હજી ધણુંનો ઢગલો એમને એમ પડયો છે ને બાઈને રોવું ગમે છે! ફટ છે રાંડ કામ ખોટી.

ચંદા—ઓ પ્રભુ, હવે તો કુવાકાંઠ ખમી ખમીને રોઢી થઈ ગઇ છું. (ચંદા નાહે છે તથા બીજા વેરાઈ જાયછે.)



## પ્રવેશ ૭ મો.

### સ્થળ ચંદાનું સાસરૂં.

મનસુખ-રાધા-ચંદા-મોતી-તથા અંબા.

**મન૦**—(બારણા આગળ) રાધાબેન, પેલા છોકરા રમે છે તેમાં લીલી ટોપીવાળો છોકરો જેના ઊપર દા છે તે જોયો?

**રાધા**—હા ઠીંગણે કદે દેખાય છે તેજ કે? તેનું શું છે?

**મન૦**—એ આપણી ચંદાનો વર, જુઓ એને આંહિં પકડી લાવું (મોતીનો હાથ પકડીને) ઘરમાં ચાલ. છોકરાઓ ઊપર ચડીને ચગદી નાંખશે તો ક્યાંહી ગરી જઈશ.

**રાધા**—અરે હાય હાય! ગરીબ ચંદા! જન્મ દુઃખી ચંદા! બાપડી ચંદા! તારી આ સ્થિતિ થઈ!!!

**મન૦**—અલ્યા તારી વહુ ક્યાં છે?

**મોતી**—સવારમાં દળતી હતી ત્યારે તો જોઈતી; પછીની ખબર નથી.

**મન૦**—સાચું નહીં બોલે તો ધોલ મારીશ. તું રાતે ક્યાં સુઈ રહે છે?

**મોતી**—મારી બા પાસે; પહેલાં મેડા ઊપર સુતો.

**મન૦**—અલ્યા તારી વહુને તું મારે છે કે તને એ મારે છે?

**મોતી**—મારી બા શીખવે તો હું મારૂં નહી તો મારી બા રોજ મારે છે. એ શું મારશે એતો માંદી છે.

શાંધા—અરથા એને જવા દે ને ઘરમાં ચાલ મારાથી તો આ નથી જોઇ શકાતું.

મન૦—જાઓ એમ રગતા ફરો. (તેને છોડી દઇને) હવે તો બધી ખબર પડી; અજારૂયા જઇએ ને અંબા આવણું સમજાવે કે ચંદાનોજ વાંક હોય તો કેમ સમજાણુ પડે?

શાંધા—તારી કળાને તુંજ પહોચે. (બંને ઘરમાં જાય છે.)

અંબા—(મનમાં) વહુની ખબર લેવા આવ્યાં જણાય છે. ઠીક આવવા દો.

મન૦—શેઠ ગામમાં નથી તેથી ખુશીમાંજ હશો. માટે એમાંતો શું પુછું!

અંબા—આવો, તમેતો સદા મશ્કરી કરતાજ રહ્યા. આ બાઈ કોણ છે?

મન૦—ચંદાની માશીની દીકરી બેન છે. તે એનું દુઃખ જોઇ પેટ બાળવા આવ્યાં છે.

અંબા—ચંદાને દુઃખ શાનું હોય? ખાય છે, પીયે છે નં મઝા કરે છે.

મન૦—વર નાંનો ને વળી તમારો સ્વભાવ ખરાબ, એટલે દળે, ખાંડે, પાણી ભરે વગેરે રાત દહાડો ઊદ્યમમાંજ રહે એથી બીજી કઇ મઝા હતી.

અંબા—(મનમાં) આને ખબર પડી છે. પણ ઝપ મારે છે

"બેટી તેની ગરદન હેઠી" (ચાસન) અરે એતો રાત દહાડો વાંચ્યા કરે છે માટે અમે એનું નામ પુરાણી પાડયું છે.

મન૦—પુરાણીની પુજા કરવી જોઇએ માટેજ મા દીકરો ધોલ છકડથી પુજતાં હશો?

અંબા—શું તમે મશ્કરી સમજોછો? "આપ તેવું જગત" ન ગણો.

મન૦—હું પણ એજ કહું છું. તમે મુર્ખછો તેમ અમને ગણી જુઠું ન સમજાવો.

રાધા—(મનમાં) મનસુખે તો ચોખ્ખી તોળવા માડી. ઠીકજ છે જે વેર વળ્યું તે ખરૂં. (ચાસન) શું તમે એનું નામં પુરાણી પાડયું છે?

અંબા—હા અમસ્તાં મશ્કરીમાં સહુ પુરાણી કહીયે છીયે.

મન૦—પૂરાણી ખરીજતો. મહા સંકટમાં પુરાણી. તમારા ઘરમાં પુરાણી તે હવે બહાર શાનો નિકળશે.

અંબા—મારો મોતી તો એને વળી પંડીત કહે છે.

મન૦—એ બિચારો એની એટલી દાઝ આણે છે.

અંબા—એમાં દાઝ શી આણવી હતી?

મન૦—એ સમજે છે કે બાઇ દુઃખી છે, તેથી "પંડીત" નહીં પણ "પીડિત" કહે છે.

રાધા—તમારી બેની માથાકુટમા તો સાંજ પડશે. ચંદા કયાંછે?

મન૦—ઘરમાં ગોતોને' લાકડાં છાંણાના ઓરડામાં ક્યાંક ભોંય ઉપર પડી હશે.

અંબા—ભલા માણસ મશ્કરી તે કેટલીવાર?

મન૦—અરે ભુલ્યો. એને વળી પડવા દહાડો એ ક્યાંથી? જુવો ઓરડામાં ભરડે છે તે એજ હશે.

અંબા—નારે એતો ચાકરડી છે. વહુતો મારા ભાઈને ઘેર જમવા ગઈ છે.

રાધા—( મનસુખના કાનમાં ) આ આપણને મેળાપ નહીં કરાવે માટે કાંક તદબીર કર તો ઠીક.

મન૦—તમારે મન ચાકરડી પણ અમારાં તો ચંદ્રમણી બેનછે.

અંબા—અમારે પણ રૂડાં વાનાં એ વહુથી છે; એતો આજ સાંઝ સુધી નહીં આવે માટે તમારે મળવું હોય તો સાંઝે આવજો.

મન૦—ઠીકજ છે ને. આવો રાધા બેન ચંદાનું ઘર તો જુઓ. તમે પણ એમની સાહેબી જોઇને સારી પેઠ ખુશી થશો (મનમાં) ગોતશું તે ઘરમાં હશે તો તો જણાશે. ( બંને ઉઠી ઘરમાં ફરે છે ).

રાધા—( ચંદા દળતી હતી ત્યાં જઈ ) અરે મનસુખ! આ રહી ચંદા. બેન ચંદા !! ( ગળગળીત થઇ કાટી કરેછે ).

ચંદા—( તેને વળગી પડી કાનમાં ) આંહીં કંઇ વાત ન કરશો. ઊપર ચાલો.

મનo—અરે જુઠી અંબા! આમતો આવો. આ તમારા કપટનો દાખલો જોઈ જરાક તો શરમાઓ.

અંબા—મેં તો જમવા જવાનું કહ્યું હતું તેથી જાણ્યું કે ગયાં હશો, ને હાલ ચાકરડી માંદી છે, તેથી એમણે ના ના પાડતાં મારાથી છાનું ભરડવા માંડેલ હશે. ચાલો આપણે સહુ ઉપર બેશીયે.

મનo—(મનમાં) આ સાથે આવી તો પુરી વાત મન ખોલીને નહીં થાય. (ચાસન) તમે એમ આંખ આડા કાન કરશો તે કેમ પાલવશે?

અંબા—વળી શું છે? જો ભાઈ આખો દહાડો મશ્કરી કરવી એ સારૂં નહીં.

મનo—પણ કાંઈ ઘર બતાવ્યાથી પેટ ભરાશે? અમે મેમાન છીએ. આવો બેસો ઘર તમારાં,

ગાંઠની ખીચડીને વાસણ અમારાં;

સુવાની તો સાંકડ છે,

ને જાઓ તો મારગ મોકળો છે.

અંબા—તમને ઘર બતાવીને હમણાં ગોઠવણ કરી આપુંછું.

મનo—જુવો બેન, લાડુ જમાડશો તો હું બ્રાહ્મણછું તેથી પુન્ય બહુ થશે. (સહુ ઉપર જાય છે.)

અંબા—(પોતાના વરનાં પુસ્તકોના કબાટ પાસે આવી) આ પુસ્તકો એમણે વહુને સારૂ મોકલેલાં; જ્યારે ત્યારે

પાંચ સાત પુસ્તકો મોકલ્યા કરે છે ને વહુ પણ પેટ
ખાઇને એજ ધંધો કરે છે.

મન૦—ગપી કહે હું ગપ ન હાકું, ગપ હાકતાં બીહું,
બાર હાથનું ચીભડું, ને તેર હાથનું બીજ.
અમદાવાદથી ખાતો આવ્યો, ચૌદ હાથ રહ્યું.

અંબા—આ વળી શા ઊપર કહેવું પડ્યું. શું હું ખોટું બોલું છું?

મન૦—એક વાર નહીં પણ સાતવાર. આતો બધી ઈંગ્રેજી ચોપડીયો છે ને બેન તો એ બોલી ભણ્યાં નથી, જાઓ જાઓ હેઠે જઇ ખાવાનું કરો ને મને પણ સીધું આપો. વધારે વાર રહેશો તો વધું ગપો ચલાવશો.

અંબા—ત્યારે બીજી ચોપડીયો હશે; પણ હું ખોટું બોલતી હોઊં તો પુછો વહુને.

મન—એને હજી તમારા હાથ તળે રહેવું છે તે શું કામ નાપાડે.

અંબા—ચાકર માણસને વધું બોલવું શું? વહુ, તમારા સગલાને વારો, નહીંતો ઠીક નહીં પડે.

ચંદા—અલ્યા ચબાવલા! ખબડદાર હવે વધુ બહુ બોલ્યો તો? બાઇજી એતો મારી બાને પણ એમજ કરતો. જનમનો ચાંપલો છે.

મન૦—મોતીભાઇએ કહ્યું તેટલું થઇ ચુક્યું, હવે વધુ બહુની તો ખબર નથી એટલે શાનું બોલું?

અંબા—જાને સાળા લુચ્ચા! હમણાં ચાલ્યો આવે છે ને મો-

તોએ ક્યાંથી કહ્યું.

મન૦—"ખારી વાતમાં ખાર નહીં" અહિં આવ્યા ત્યારે પોતે રમતા હતા ત્યાં ખુણે બોલાવી ફોસલાવીને બધું જાણી લીધું છે. પણ ફિકર ન રાખશો. તે દીવસ શેઠ તમને માર્યાં હતાં, એ વાત જેમ ક્યાંહી નથી કહી તેમ આ પણ નહીં કહું.

રાધા—એતો ઘેલો છે. એના બોલવા સામું તમે શું કામ ધ્યાન આપો છો?

અંબા—રીતસર બધું શોભે પણ કાંઈ આમ ચળી જાય તે સારૂં?

મન૦—બોલાઈ ગયું તે કેમ કરે? હવે મને પણ પસ્તાવો થાય છે, કારણ કે આ બધો બેન ઉપર અમારા ગયા પછી પીટ પડશે. પણ થયું તે ન થયું થાય! તમારે હવે જ- માડવાની તેવડ ન હોય તો રજા આપો એટલે ચા- લ્યા જઈએ.

અંબા—(રાધાને)બેન, તમે વહુ પાસે બેસો, હું હેઠે જઈ આમને સીધું આપી તમારે માટે રાંધું છું.

મન૦—અમે તો બ્રાહ્મણભાઈ, ખાવા સારૂ ભૂત થઈએ.

(સહુ જાય છે.)



## પ્રવેશ ૮ મો.

### સ્થળ નથુચંદની હવેલી.

મેનાં—( એકલી ).

ભુંડો ધણો બાળ રંડાપોરે, પ્રભુ કોઇને નવ આપોરે. ટેક.
તાતે વરાવી લઇ બાહુ નાંખ્યું, વૃદ્ધ ચળેલની સાથ;
પુરી જવાન મને એ ગમે કેમ, પણ કહું કોને વાત. ભુંડો૦૧
બાળી ઠગી મુખ કોને બતાવું, કોને જણાવું હું વહાલ;
હાલમાં હેજ હેરાન રહે અંધ, કોથી પુરો નિરમાલ. ભુંડો૦૨
એક દહાડો સુખથી નવ સૂતી, કીધી ન સ્નેહની વાત;
પહેરી ઓઢી સુખ માણ્યું જરી નહીં, ત્યાં થઇ એની ઘાત. ભું૦૩
હાંસુવું માંણવું બંધ થયું હાય! લોકો કહે પાળ શોગ;
સૂખની વસ્તુ સહુ તજવી પડી, લાગ્યા પુરાણ ભેગ. ભુંડો૦૪
રાંક અનાથ થઇ ઓશીયાળી, કોણ પુરાં કરે લાડ;
માત પીતાને એ મોં ન ગમે, માંથે ઊગ્યાં દુઃખનાં ઝાડ. ભું૦૫
કોઇ કહે ભણ ગીતા રામાયણ, ભક્તિ કરી દીન ગાળ;
આજસુધી પ્રભુ નામ ન સાંભળ્યું, હવે સાધુપણું પાળ. ભું૦૬
દરશને જાવું, નદીએ નહાવું, ભણવા પાઠ અધ્યાય;
પ્રીતિ પ્રીતિ જહાં પ્રાણ રટે ત્યાં, શુદ્ધ ચિત્ત કેમ થાય. ભું૦૭
જોબન માતી રહું મરદોમાં, લાજ જવા રહે બીક;
શીક્ષક નોકરની ભ્રષ્ટ દાનત, સરવે મળ્યા ઠીકાઠીક. ભું૦૮

કામનો તાપ વધે વય સાથે, વ્યાકુળ રહું દીન રાત;
બોધ કરે તેને સમજ પડે નહીં, વેઠે તે જાણે વાત.ભું૦૯
મુનીમ કહે શેઠ પાસે નો'તું ધન, લાજે નભ્યો વ્યહવાર;
લુંટી ગયા સહુ દ્રવ્ય રહ્યો હવે, દાગીના પર આધાર.ભું૦૧૦
સાધી સ્વારથને સરવ તો ખસી જશે, એકલું રે'વું સદાય;
ખુણે પડી ભવ કાઢવો ફોગટ ! દુઃખ સહ્યું નવ જાય.ભું૦૧૧
સરખી સહેલીયો સાસરે મહાલે, માણે પતિ સંગ મોજ;
દેખી દીલે પ્રગટે છે હુતાશની, મુંઝાઉ રોજ બરોજ.ભું૦૧૨
શાને કાજે દુઃખ વેઠું હું સામટું, "ગામની લારે લાર";
સહુ વિધવાઓનું થાય છે તેમજ,મારો જશે અવતાર.ભું૦૧૩

"આવ પથ્થર મારા પગપર પડ" એ શા સારૂ કરૂં ? શું હું વિશ્વમાં સ્વાદહીન ખાવા, અડવાં ફરવા, કામે પીડાવા, અને સંસારી સુખોથી વિરક્ત રહેવા જન્મી છું ! મુનીમ ગુમાસ્તા બધી દોલત લૂટી ગયા નેં હું હાથ ઘસતી રહીં. અહા ! મારે તો મેણાં મારનાર નણંદ ભોજાઇ કે દેરાણી પણ નથી, મારે માથે હાક રાખનાર, અને મારાં છીંડાં જોનાર પણ કોઇ નથી. ખાવા પીવા અને આનંદમાં દીવસ ગાળવા, ઘરેણાં અખૂટ કીંમતનાં છે તેમ છતાં શું હું મારી જવાની ફોકટ જવા દઊં ? અહા ! ચાકર, નોકર, પુજારા બધા ઊલટા સહાયકારીછે. બીજી વીધવાઓ કરતાં હું હજાર દરજ્જે સુખી છું. નાહક

સોદ્રની પુંછડી થઇ કઇ શું કામ વેઠું? અરેરે તોપણ ચોરી તે ચોરીજ !! કાંઇ ચિંતા નથી. પેલી જમનીએ ત્રણવાર ગર્ભ પાડયો પણ કોને ખબર પડી? મહા કુંવર એના ચાકરનેં લઇનેં છચોક બેઠી છે; તેને કોણ પુછેછે? "ઘેર ઘેર માટીના ચુલા છે" એટલે આપણને કોઇ ટોકી શકે તેમ નથી. બસ એતો નક્કીજ ચાલ જીવ બેશી રહે કાંઇ વળશે. (જાયછે.)

---

## પ્રવેશ ૯ મો.

### સ્થળ પ્રીતમલાલનું ઘર.

રાધા—ચંદા—મનસુખ—તથા અંબા.

રાધા—બેન તને કાંઇ રોગ થયો છે?

ચંદા—મારી દરેક નસ રોગથી ભરેલી છે. મારા સસરા બિચારા સમજણા તે વારંવાર મને જોઇ કટાયા, મારી સાસુને લઢયા, મને દીલાસા અને બોધ મર્મમાં આપ્યો, તેમ તેમ મારી સાસુના મનમાં ઉલટા વિચાર આવતા ગયા. છેવટ એક દીવસ એજ વિષયમાં મોટી લઢાઈ થઇ નેં મારા સસરા રીસાઇને જતા રહ્યા છે તે હવે આવશે. અરેરે એ ગયા નેં મારા ભોગ લાગ્યા. કહેતાં મારી જીભ કપાય છે, પણ કહે "તારે

ને એન દાસી છે. અને તેંજ એને શીખવીને કઢાવી મુક્યો માટે તને પણ ત્યારા ધણી ભેળી નહીં થવા દઊં. તું મને જે ઠપકા ખવાડતી તે બધાનું હું વેર વાળીશ," આવી એણે તો આવળી ગાંઠ બાંધી. બેન શું હું મારા સસરાને ના પાડું કે તમે મારૂં દુઃખ જોઇ બળશોમાં? અહા! મારા સસરા ગયા ત્યારબાદ એકે વખત સારાં ઘરેણાં લુગડાં પેહેર્યાં હોય તો મને કોઢ નિકળજો! ઘઉં બાજરા ને છાશ શિવાય ખાધું હોય તો અથાજ બરોબર! બાળકપણમાં હાથે પાણીનો કળશો ન ભરેલ, કોઇનો ઢુંકશો પણ ન સાંખેલ, તેવી માતાના વિયોગે બળેલી, કામતાપની અડધી રાખ થયેલી અબળા ઊપર ગાળો, માર, મજુરી, ભૂખ, અને ચાલુ બળાપો તુટી પડે, ત્યારે તેની કેટલી ત્રાસ દાયક સ્થિતિ થાય તેનો વિચાર તુંજ કર! બેન! મારી તમામ ઇંદ્રિયો તત્વહીન થઇ ગઇ છે. ભૂખ અને ચિંતાથી મારૂં મગજ ખવાઈ ગયું છે. બેન શું કહું નં શું ગણાવું! બંને ટંક રાંધુ તે પોતે પાટલે બેશીને ઊની ઊની રસોઇ આરોગે. કાંઇ તેમાં કસુર થાય તો છુટાં લાકડાં કે પાટલા વિના ધા નહીં, વળી દાઝ્યાપર ડામ દે કે "એક મરશે તો બીજી" જો આ ચાઠાં ( ચાઠાં બતાવે છે. ) મેં તને એક કાગળ લખ્યો તે

પોતે જાણે કે મારા સસરાને લખ્યો. દૈવયોગે એની નઠારી ચાલની ત્યાં કોકે ખબર આપી હશે, તેથી સખત ઠપકો આવ્યો ત્યારથી મારા ભોગ મળ્યા. મને વારંવાર પોતાના કુકર્મમાં મળવા કહ્યા કરતી તેમાં આ થવાથી મેંજ ચાડી લખી એમ નક્કી કર્યું. અરેરે! પછીતો કહે "રાંડને મારૂં તો સાલ જાય" અરે જેને પોતાના સ્વામીને પણ બાળવામાં શરમ નહીં તેને બીજાંનો શો વિચાર! મારાપર ચાડી કરવાનો શક આવ્યો ત્યારથી ચાકરડીને રજા આપી, ઘરનો બધો ઢસરડો મારા ઉપર નાંખ્યો. હું દળું, ભરડું, ખાંડું તથા કુવામાંથી પાણી ધરાધર કાઢું; તેમાં વાર લાગે તો પોતાના કુંવરને શીખવી મારવા મોકલે; ને એ રાયગુરૂજી પણ લોકો દેખતાં બેધડક પુજા કરે! ( સજળ થાય છે ) બેન! મારી ઇજ્જતના કાંકરા થવામાં બાકી નથી રહી. મારી કરમ કુથલીનો કહે પાર આવે તેમ નથી. બેની! તું રો માં. હવે હું નહીં કહું તું ઘભરા માં.

રાધા—(સજળ) અરેરે તારૂં સુંદર મુખ કરમાઇ ગયું! ચળકતી આંખો ઊંડી ઉતરી ગઇ! કાન્તિમય શરીર પીળું પડી ગયું! અહા! પરી ચેહેરો આજ મહા ડરામણો થઇ પડયો! હરી હરી!! બોલ મારી વહાલી બોલ. મને

તારા દુઃખની ભાગીયણ કર. તારૂં રૂપ, જ્ઞાન, અમીરાત, ચાલાકી, કશું કામ ન આવ્યું. શું એ બધું ફોગટ ગયું! અન્યાય! અફસોસ!! લાચાર!!!

ચંદા—પ્રીય રાધા!! માંદી હોઉં ને તરસ લાગે તો કોઈ પાણી ન પાય, અંધારામાં રાતે મારૂં લુગડું પાથરી પડી રહું પણ કોઈ ભાવ ન પુછે. તેમને તો ઊલટી નીરાંત થાય. માંદી માંદી પાણી પીવા ઉઠતાં પડી જાઉં તો પોતે હસે. ચાકર બિચારો ઘણો ટળવળે પણ જો તે મદદ કરે તો ઊલટો નોકરી ખુવે. બહાર જાઉં ને વિવેક બતાવું તો સહુ મને વખાણે ને એનો નઠારો મીજાજ હોવાથી નિંદે, માટે ઈર્ષા આણી ક્યાંહી પણ બોલવા, બેસવા, જાવા, અને ટુંકામાં જેથી જરા પણ ચિત્ત આનંદ પામે તે કરવાની સ્પષ્ટ બંધી! રાધા! શું હું લોકોને ના પાડું યા તેમની સાથે અસભ્યતાથી વર્તું! સુવા પથારી નહીં, પહેરવા સાબીત લુગડું નહીં, ખાવા પુરૂં અનાજ નહીં, ને મનતો ઉભરો બોલવાની કોઈ જગ્યા નહીં. બરોબર રંધાવીને પાંચ માણસને જમવા તેડે અને પુરો સામાન પણ માગ્યો ન આપે, વળી બગાડ કરવાનું તો તોહમત જુદું!! પોતે રોટલી બાળી પડોશમાં બતાવવા નીકળે ને વખતે કોઈ બાબતમાં બહુ દાઝ ચઢે સામો જવાબ દેવાઈ જવાય તો પોતે મારે! પોતાના કુંવર પાસે મરાવે ને અનેક પ્રકારે રંજાડે!!

ત્રણ માસથી એમનું મોં જોયું નથી. આખો દિવસ ઢસરડો કરી રાતે માંડ સુતી હોઉં ત્યાં પુતરજી ત્રણ ચાર ચમચી લગાવી દે! રાધા! હવે મારી છાતી ભરાઇ જાય છે! મારાથી નથી કહી શકાતું! ઇશ્વરે ક્ષયતો શરીરમાં પ્રગટાવ્યો છે. પણ તે સત્વર અમલ કરે તોજ આ દુઃખમાંથી છુટવાની આશા છે.

(આંખમાંથી આંસુ ચાલ્યાં જાય છે.)

રાધા—(પરાણે મન વાળીને) વહાલી ધૈર્ય રાખ દુઃખનો અંત સુખમાંજ હોય છે. એ ચાર મહિના પીયરમાં રહીશ એટલે ખાધા પીધા તથા ઔષધ કર્યાથી શરીર બેશક આરોગ્ય થશે. હિંમત તો કદી ન હારવી. તારે તે એવડું શું સંકટ છે? કાલે વર મોટો થશે ને રાંડના માથામાં મારી તને હૈયાનો હાર કરશે. તારો સસરો સુજ્ઞ છે તે ભણાવ્યા વિના નહીંજ રહે ને ભણશે એટલે મન વાળ્યા વિના પણ નહી રહે. તારે કાંઇ દોલતની કમી છે? એમજ ધારજે કે હજી પાંચ વર્ષ કુંવારી છે. વિધવાના દિવસ કેમ જતા હશે? બાળ રાંડો સાસુ ભોજાઇના હાથ તળે આથી પણ અધિક કષ્ટ સહે છે. અને કંગાલોને ખાવા સુકો રોટલો કે પહેરવા ચીથરાં પણ વખતસર નથી મળતાં. દૈવના મરના આગળ કાંઇ જોર છે? આપણે એવાં શાં પુન્ય ... કરીએ છીયે કે સદા

સુખજ ભોગવીયે. તેં તો બચપણમાંજ દુઃખનો વારો ભરી લીધો. દુઃખ એતો મહત ગુરૂ છે. એથી તો ધૈર્ય, ક્ષમા, દયા, આસ્થા ઇત્યાદિ સદ્‌ગુણોના લાભ અનુભવ સિદ્ધ થાય છે. ચાલ આંસુ લોહી નાંખ.

ચંદા—બેન! દૈવે અભાગણી ઠરાવી તેને સુખની આશા શાની! તું તન છે ત્યારે કહું છું; સસરા ગયા તે દિવસ સાસુને અટકાવ હતો, એ અમારે ઘેર નાત હતી તેથી બધાં જાણે છે; તેમાં પુરૂં સંકટ આવ્યું છે. છ માસ થયા હવે અભડાતાં નથી. વાત બધા ગામમાં ચરચાઇ છે બહુ ઓસડ કરે છે. પણ શું પાપ પોકાર્યા વિના રેહવાનું છે? દૈવ જાણે કેવું પરીણામ આવશે.

રાધા—નાહી! નાહી! શું એ વાત ખરી છે? અહ્નાથી મેં સાંભળેલ તે સાચું નહોતું માન્યું બાકી વાત તો બધું ગામ કરે છે. અરે પ્રભુ!

ચંદા—બેની! એમને વળી અત્યારથી વ્યસનો પડાવે છે, રોજ રૂપીયો આઠ આના વાપરવા જોઇએજ; કોઇ દહાડો શીરો તો કદી બાસુદી લાડકા દીકરાને કેમ દુભાય! ભણવાનું તો નામજ નહીં, હવે તો નિશાળ પણ બંધ કરી, સસરાના કબજામાં કદી સોંપાય પણ નહીં ને મારા કષ્ટનો અંત આવે પણ નહીં. (સજળ) હવે તો મોતજ માગ્યા કરૂં છું. હવે વધારે કેટલુંક કહું ને શું સંભારૂં!

અંબા—(નીચેથી) રાધા, તમે ને વહુ નીચે જમવા આવો વખત થયો છે.

મન૦—આવો ચંદા બેન આવો! ઊંમર ભરમાં પેહેલીવાર સાસુના હાથની રસોઇ અમારા દેખતાં તો જમો પછી તો થતું હશે તેમ થશે.

અંબા—વળી પેહેલીવાર તે કેમ! વહુ કયારે રાંધેજ છે? હજી તો પુરો પાપડે શેકતાં નથી આવડતો.

મન૦—પાપડ વણો ત્યારે શેકોના? બેર! હું તો કહું છું કે અમારા દેખતાં પેહેલીવાર બાકી તો રોજ તમારા હાથનો કોપરાપાક ખાતાં હશો.

ચંદા—અલ્યા મનસુખ! બોલતે બોલતે ચળે છે કે શું? "બહુ બોલ્યું બાળ".

મન૦—સમું કહેતાં અવળું પડે તેનો ઉપાય નહીં, જાણ્યું કે માંદાં સાજાં રહેછે તે ખાવાનો પાક કરયો હશે.

અંબા—માંદાં શું કામ રહે? શું કાંઇ મંદવાડછે? એકવડી કાઠીછે એટલે શરીર એવું લાગેછે.

મન—અરે એમને સારૂ એકવડી કાઠી હો કે બેવડી તમારે ગમે તેમ કરો. હું તો આ જમવા ચાલ્યો, તમે પણ હવે જમવા બેસો (સહુ જાયછે.)



# પ્રવેશ ૧૦ મો.

## સ્થળ કચરાનું ઘર.

કચરો—( એકલો ) શું રાંડ નાશી ગઈ! ગોરજીને લઈ ઊંટે ચઢીને નાઠી! અરેરે! કુકર્મમાંથી ગર્ભ રહ્યો, વાત ચરચાઈ, મેં સખ્ત કબજામાં રાખી તેમાંથી એ સટકી ગઈ! ખરેખાત લોકોના ફીટકાર, મારી ધમકી, અને પોલીસના ડરથી ભય પામી માટેજ કાળું કર્યું. હમણાં પેલી ચંપા છોકરૂં પાડતાં કેદ ગઈ. મોતડીના જામીન લીધા ને નાત બહાર મુકાઈ; એ બધું જોઈને ચમકી! હાય હાય! એનું ને મારૂં બધું લઈ ગઈ! નાક કપાવી દીકરી વેચવા જેવું કરી જે આશાથી લોકોનો ફીટકાર લઈ ડોસાને વરાવી તેજ આશા નિષ્ફળ થઈ. મારી ઈજ્જત, સાખ, ધારેલ ધારણા, અને છેવટે દોલત સુધાંતનો નાશ થયો. અરેરે રાંડને પકડાવવાનાં ઘણાંએ ફાંફાં માર્યાં; ફરીયાદ કરી સ્વારો દોડાવ્યા, મરેજ હાથે મારી ફજેતીના ફાળકા કર્યા પણ કશું કામ ન આવ્યું ને હું રોતો રહ્યો. જન્મ ભૂખે મરવું, એકલું વસવું, હાથે બાફવું; અને મંદવાડમાં ચાકરી વિના કષ્ટાવું. અરે! મારી પરણવાની આશા ધૂળધાણી થઈ ગઈ. પૈસા ઉપર બધી હીંમત, ખુશી, અને રાહત હતી. શું

કુંડના ડાંડોયા કપાળમાં વાગ્યા હશે! મનસુખ કહેતો હતો તેમ એનો 'નિસાશો લાગ્યો હશે. પણ અરે! મારા જેવું તો ઘણાએ કરે છે. અહા! મારી બાયડી હત તો જેમ પેલા કીકાભાઇની વહુએ પોતાની દીકરીનો ગર્ભપાત કરી ઢાંક પછેડો કર્યો તેમ થાત, પણ હું મરદ માણસ શું કરૂં? અરેરે! કોઇ જવાનને પરણાવી હત તો એ શું કામ નાસત? મારા સારા સારા દોસ્તો મને તુચ્છકારે છે, સગાં સંબંધી સામુંએ નથી જોતાં, લોકો આંગળીયો ચીંધે છે; ને કંઇક તો "બુઢાને વરાવી લાણું લીધી" એમ મોઢે પુછે છે! અરે! શું હું જન્મ ભીખારી થઇ ગયો! મારી પેટીમાંની નોટો, ઘરેણું અને રોકડ ગુમ થવાને સાથે મારી પરણવાની આશા પણ ગુમ થઇ! પૈસા વિના પીસતાળીસે વર્ષે કોણ દીકરી આપે! હાય હાય! મારૂં નખ્ખોદ ગયું! સહુ પૈસાનાં સરીક, તે તો જતો રહ્યો, "ઝાઝો લોભ તે પાપનું મૂળ" એનું લેવા જતાં મારૂંએ તણાઇ ગયું. જેની આગળ દુઃખ રોઉં તે પણ ધિક્કારેછે. હાયરે! "ચોરની માને કોઠીમાં મોં ઘાલીને રોવું." ઓ બાપલીયા! સાફ ગરીબ નેં દુઃખીયો થઇ ગયો! એને ઝાઝી ધમકાવી કે હાકમાં નાખી હત, એનાં ઘરેણાં ગાંઠાં મારા કબજામાં ન લીધાં હત, જેમ કરે

તેમ કરવાં દીધું હત તો આમ થાત! આહા! હું પરણ્યો હોત તો કેટલું સુખ પામત! હવે તો એમ પણ વિચાર આવે છે કે "કાસાને ન આપી હોત તો આ માંહેનું કશું થાત! અરેરે! હવે તો એજ વિચારો બાળે છે; ઓય માડીરે! ( રૂવે છે ) આહા! કોક સાંભળશે તોએ લાજ જશે હાય હાય! હવે હું તે શું કરૂં ને ક્યાં જાઉં."! મનની મનમાંજ રહીને ઉલટી હોળી પ્રગટી. હા! ચાર હજાર પહેલાંના, બે હજાર ગારા, દસ હજારના દાગીના! શું એ બધુંએ ગયું! સામટા સોળ હજાર! હં! મારી પેટીની હું કેટલી બધી કાળજી રાખતો, એક પૈસો મળતો તો કેટલો રાજી થતો; તે નીરમુળ થઇ આ હોકંડું પેટ બાળવાને પડયું રહ્યું!

( ચિત્તભ્રમ થઇ ચાલ્યો જાય છે ).



## પ્રવેશ ૧૧ મો.

### સ્થળ ડભોઈનો એક રસ્તો.

મહેલાની કેટલીક ઓરતો.

**જમની**—હાય હાય! આખર આંબા પકડાઇ હે! હું એને રોજ સમજાવતી કે સારૂ વંઠીન જા. પણ એતો કોઇનું

માનેજ શું કામ. "લીધી લાંણુ ને ખાધાં ખાસડાં."

ગંગા—"રોજ ચોરી કરે તે કોક દીવસ પકડાયજ" પેલી પાનબાઈ ધંધોજ એ કરતી. રાંડી રાંડોનું તો ધરાક, જ્યાં જુઓ ત્યાં "ગાડા પહેલો સીધવો".

જમની—અરે પણ છને ધણીયે તે શું કામ છોકરૂં પાડવું પડયું? "પાપ પોકાર્યું" નહીંતો વહેમ પડે કે ધણી પાસે ન જાય? અહીં શું કામ બેશી રહે?

ગંગા—એ જાણે કે ગાંદીનું બહાનું કાઢી પીડા ટાળીશ તો કોઈ જાણશે નહીં.

જમની—તેમાંજ આજ બે મહીનાથી ઘરમાં ઘલાઇ રહી હતી પેલી ચંદા હતી ત્યાં સુધી તો ન ફાવ્યું. એ કાલ બપોરે ગઈ ને રાતે આ કર્યું.

ચંપા—તે એમ શેણે પકડાણી! એતો રાત દીન કામની કરંદીછે.

ગંગા—" ઘર ફુટે ઘર જાય" પેલા રાંક દેવલાના ચાર પગાર પાડયા, માથે ચોરી નાંખી, કેટલોક તો માર્યો ને ગાળો નોતો પારજ નહીં. "પેટનો બાળ્યો ગામ બાળે." ચાકરી છુટી એટલે પાંસરો પોલીસમાં જઈને મળ્યો.

જમની—પોલીસ વાળાને તો આવાં કામ પકડે ઇનામ મળે છે, ને વળી પેલા ફોજદારથી પહેલાં પોતાને દોસ્તી હતી, ને વાંસે ધડમધડા ભીડી ત્યારથી એ પણ લાગ જોઈ રહ્યો હતો.

ચંપા—અરે એનું તો ઘણુંએ લુટી ખાધું. એ રાંડ પુરી વ્યભીચારણી ધિક્કારછે એની જનેતાને! ખરેખરી છીનાળ.

ગંગા— તો માટે જુઓને "પાપનો ઘડો ભરાયો કે તુરત ફુટયો" રાતે ગર્ભપાડી પોતે અને પેલી કુતી બધાંએ પકડાયાંછે. હમણાં અહીંયાં થઈને વરઘોડો કોરટમાં જશે.

ગંગા—અરેરે! પ્રીતમલાલની કેવી આબરૂ, નામના, ને હોંશીઆરી! તેની રાંડે આ કરતુક કર્યું! મુઈ રાંડ ઘરલજામણી "કાળાં કરમની ધણીઆંણી."

જમનાં—તમરાંતો ખાસાં સહી હતાં હવે ગાળો શું કામ ઘોછો?

ગંગા—મારે કઈ બલાને, બોલીએ ચાલીએ તેમાં કાંઈ સહીપણાં ન કહેવાય.

ચંપા—અલી એનાં સગાં વહાલાં કેમ કોઈએ ઢાંક પછેડો નહીં કરયો હોય?

જમનાં—રાંડનો સ્વભાવ પલીતછે, સહુથી કડવી ઝેર જેવી થઈછે. વળી આ વખતે તે કોણ શરીક થાય? સગાંતો કહેશે મુંઈ રાંડ કુળ લજામણી.

ગંગા—પેલા મોતીયાનું શું થયું?

જમનાં—સવારમાં એને મોસાળ રેલગાડીયે ગયો, એ બિચારો શું કરે.

ગંગા—કહે છે કે એણે પણ રાત્રમાં જાગ્યો તે પોતાની મા

પાસે જવા કજીયો કર્યો ને હોકારા પાડ્યા.

**જમનાં**—અરે બેન! જોયા જેવી લીલા હતી. હું સુતી સુતી બધું સાંભળતી હતી; અમારે તો એક પછીતજ આડીછે.

**ચંપા**—બોલોમાં બોલોમાં. જો પેલા બધાં આવ્યાં.

(પોલીસના સીપાઇયો તથા અંબા વિગરે પ્રવેશ કરે છે)

**અંબા**—(નીચું માથું ઘાલીને, મનમાં) અરે હાય હાય! મારી ફજેતી બધું ગામ જુવે. હાય હાય રડયા ફોજદારે વેર વાળ્યું હેં! અરે મારૂં કોઈ શરીક ન થયું. એમને બોલાવવા કેટલાએ કાગળ લખ્યા પણ ન આવ્યા ને આ ફજેતો થયો. ઓ માડી! હવે મારૂં શું થશે! શું મને જન્મ ટીપમાં નાંખશે? હાય હાય! જન્મ નાતબહાર! સખત કેદમાં આ જન્મારો ફોગટ પુરો કરવો!! અરેરે હાથે કરીને રૂપાળો ધણી, ઘરબાર, દોલત છોકરો બધું છોડી આ હાલ થવાનું કૃત્ય કર્યું. રાંડ પાનડીએ પકડાણી હાય હાય! ફોજદાર ને સીપાઈઓ પણ ખરે વખત આવી પહોચ્યા; બારણાં ઊતારી માંહે પેઠા ને જેવો ગર્ભ પડયો કે જમના દુત જેવા કયાંથીએ આવીને ઊભા રહ્યા! હાયહાય! પેલો કરમ બળ્યો દેવલો ચાડીયો થયો. એમનું કહ્યું માન્યું હોત તો આ માંહેનું કશું થાત! આંધળીયાં કરીને એમની પાસે ગઈ હોત તોએ ફરક પડત. ધાર્યું ધૂળ મળ્યું ને આ દહાડો આવ્યો

ઓ મારા બાપરે! હવે હું આ દુઃખની વાત કોને કહું? મને કોનો દીલાસો! આશ્રય! અને ભરોંસો!

(સજળ ચાલી જાય છે.)

**ચંપા**—હાય હાય! બિચારી રડેછે. અરેરે એનું હવે શું થશે બળ્યા પીટયા કાયદા! આવું તો કંઇક વખત થતું પણ ઢાંક પછેડો એવો થતો કે કોઇને ખબર પણ ન પડતી. આ છ સાત વર્ષથીતો કાંઇ ડોળડાળજ જુદોછે.

**જમની**—એને તો ફાંશી દેશે. ને પેલાં બેને ટીપ મળશે.

**ગંગા**—અરે પ્રીતમલાલની વગ ચાલીતો બધાં છુટી જશે.

**જમની**—હવેતે પ્રીતમલાલ શું મોં લેઇને સીપારસ કરવા આવશે, વળી ચોરને ચાંદરણું ભેળાં પકડાયાં ત્યાં ઊડાવી કેમ દેવાય?

**ચંપા**—અરે જરાક વગ હોયતો બધુંએ થાય. મારા એ કહેતા હતા કે કોઇને છોડવું હોય તો આડા અવળા સવાલ પુછી વાત ઊડાવી દેઇએ. વકીલ કરેતો હમણાં છુટી જાય.

**જમની**—ત્યોને ખરી વાત કહું, ફોજદારપર શક આવ્યાથી પ્રીતમલાલનેતો ફોજદારથી માથું વાઢયાનું વેરછે. કેટલીક વખત ફોજદારપર પ્રીતમલાલે ફરીઆદો કરાવી હતી, તેથી હવે એ પણ દાવ આવે કેમ છોડશે.

ગંગા—અરે પેલી મેનાં પણ ગોરજીને લેઇને કહેછે કે નાં-
શી ગઈ.

જમની—હા. એનેતો આજ ઘણા દહાડા થયા. એ પણ હ
મલ રહ્યો ને પોલીસથી ડરી તેથી નાઠી એ બિચારીનો
કાંઇ વાંકછે? આપણે એક દહાડા ધણીથી જુદાં નથી
રહેવાતું તો એ બિચારી તો જન્મ નિરાશ છે.

ગંગા—અરેરે બાળરાંડોના તો પુરા ભોગ છે. આખી ઊંમર
પતિ વિનાએ કેમ કઠાય? ને જો કાંઈ કુકર્મ કરે ને
પકડાય તો સરકાર સજા કરે.

ચંપા—"કાજી દુબળા કેમ તો કહે સારે શેહેરકી ફીકર" ગં-
ગાતો ખરી પરદુઃખ ભંજન છે, તે દુભાણ કર્યા કરશે.
બાઇ મારે તો હજી ઘણુંએ કામ છે હુંતો આ ચાલી.

બીજાંબધાં—અમે પણ ક્યાં નવરાં છીયે. આ અંબાબાઈનો
વરઘોડો જોવા આવ્યાં હતાં. હાય હાય! બજાર વચોવચ
થઇ ગયા.

ચંપા—હવે વળી એને બજાર શું ને દરબાર શું? લાખ
ત્યાં સવાલાખ. હજી તો એ વડોદરે જશે ત્યારે ત્યાં
નક્કી રાજા થશે. (સહુ જાય છે,)



# પ્રવેશ ૧૨ મો.

સ્થળ એક ગામડાની ધર્મશાળા.

ચંદા—રાધા—મનસુખ.

રાધા—મનસુખ, આજ ચંદાનો ડોળ જુદી રીતનો છે. વેળાસર ઘેર પહોંચીયે તો સારૂં. છોટ ખરા કરે એમ નથી લાગતું. સાવ આખર થઇ ગઇ છે.

મન૦—નસેનસ રોગ વ્યાપી ગયો છે. ચેહેરો બીલકુલ પીળો પડી ગયો છે અને હવે તો બરોબર ભાન પણ નથી.

ચંદા—(પથારીમાં પડી પડી બકે છે) ઓ બાઇજી મારી માં, હું ઉઠીને દળવા બેસું છું, કાલ મોડી સુતી તેથી ન જગાયું. અરરર—ઓ—માઆ.

રાધા—(સજળ) ચંદા! ઓ બેન ચંદા! બાપુ જાગ્રત થા. આંહી તો હું ને મનસુખ શિવાય બીજું કોઇ નથી બેન ઓ-બેન.

ચંદા—(ઝબકીને)હેં! મને કાંઇ કહ્યું? રાધા આપણે ક્યારે ઘેર પહોચશું?

રાધા—ઇશ્વર ઇચ્છા તો કાલ સવારના પહોરમાં. હવે તારી તબીયત કેમ છે?

ચંદા—મને કાંઇ સમજણ નથી પડતી. બહાલી હવે તો મોત માગ્યા કરૂં છું; જો બેન, હું મરૂં તો તું જરા માત્ર શોક ન કરીશ. કારણ મારે કાંઇ કોઇ દહાડો સુખ

થવાનું હતું ? એમજ માન કે પ્રભુએ મને મહા દુઃખમાંથી મુક્ત કરી. આ વિશ્વમાં કોને નથી મરવું ? ઇશ્વર પુરો ન્યાયી છે. મેં જે મહત પાપ કર્યાં હશે તે ધોવા માટે મને આ ક્ષણિક વિશ્વમાં કષ્ટ આપ્યું એ બહુજ ઉત્તમ થયું. કારણ આ માયિક દુઃખનો છેડો દીન દયાળુ જરૂર અનુપમ સ્વર્ગના સુખમાં આણશે. બેન! મારૂં મોત રોઇને ન બગાડીશ. મનસુખ, બેનને ગભરાવા દઇ મારો અંતઃકાળ ન બગાડશો. મને ઇશ્વર ધ્યાન કરવા સુચવ્યા કરજો. હરી હરી હરી ! અરેરે એ—ઓ પ્ર——અ—અ.

રાધા—મનસુખ; એની આંખ આડા હાથ દે; એના હાથ દાબ્ય. જો એને તાણ આવી. હે પ્રભુ ! હે વિશ્વાધાર! જગદીશ! જગદીશ! જગદીશ!

ચંદા—(થોડીવાર પછી) મારાં બધાં ઘરેણાં પડાવી લીધાં તેતો ઘોળ્યાં પણ ઉલટું મારા ઊપર કંઠી ચોરવાનું આરોપ શું કામ મુકોછો? મેં કંઠી નથી ચોરી તોએ આતો મારે છે (રડે છે) ઓયરે. હવે હું ક્યાં જાઊં?

રાધા—વહાલી બેન ! ઓ—(ગભરાઇ રડે છે.)

મન૦—રાધા, હિંમત રાખ, આ વખત ગભરાવાનો છે!

રાધા—એના મનમાં પેલી ચંડાલણી અંબાનો કેવો ડર પેસી ગયો છે!

ચંદા—( ભાન આવ્યાથી ) મને મારી સાસુનો બહુ ડર છે. પાછી જઈશ ત્યારે મારા ભોગ મળશે.

રાધા—અરે એ રંડાના શા ભારછે? તમને ને મોતીભાઇને પ્રીતમલાલ પાસે રખાવી એ રાંડને જુદી કાઢશું. જો હવે શ્રીનગર પણ સાફ નજદીક છે. ત્યાં ઓષધ કરાવશું એટલે તબીયતે પ્રભુ સારી કરશે.

ચંદા—સસરા તો ઘણાએ સારા છે પણ સાસુનું કામ ભારે છે તો—

મન૦—હવે દુઃખનો અંત આવ્યો છે. જુઓ તો ખરાં મોતીભાઇને પણ ભણાવી ગણાવીને હોંશીયાર કરીશું.

રાધા—હવે ઓસમાં એને નીંદર આવવા માંડી જો એ ઘોરેછે.

મન૦—હા, પણ ગાફલ રેહેવાનો સમય નથી. મેં એવાં ઘણાં જોયાં છે. એ હવે ઘડી બે ઘડીની મહેમાનછે.

ચંદા—(જાગીને) જય જય જય!!! રાધા! મને સ્વપ્નામાં એક મહત્પુરૂષનાં દર્શન થયાં, તે કહે હવે ઘભરાઇશમાં ને પ્રભુ સ્મરણ કર, હમણાં પ્રભુ તારી સહાય કરવા આવેછે. અહા! કેવો અદભુત દેખાવ! મારી આંખ-માંજ પેશી ગયેલછે, (ધીમે સાદે ગાયછે.)

દેશો દરશન જગનો રાય, ધન્ય દિન આજ તણો;
થાશે સુખ અખંડ સદાય, ધન્ય દિન આજ તણો;
કરી કરૂણા મૂકો મુજ હાથ, ધન્ય દિન આજ તણો;

મને મળશે ત્રિભુવનનાથ, ધન્ય દિન આજ તણો;
જય જય દીન વત્સળ ઇશ, ધન્ય દિન આજ તણો;
આવું શરણું હું તો જગદી--અ-અ-શ-અ-અ-અ.

**મન૦**—અરે રાધાબેન! હોંશિયાર થાઓ! જુઓ એની આંખો ફરી ગઇ! જય જય હરી! હરી! પ્રભુ શરણે જજો! હે પ્રભુ! હે પ્રભુ! (પથારી પરથી ઉઠાડી નવરાવેછે તેવામાં ચંદા ઇશ્વર શરણુ થતા પ્રપંચી દુનીયાં છોડેછે.)

**રાધા**—અરયા મનસુખ! એને કેમ આમ નિર્દયપણે ઊપાડેછે! અરેરે! એને પાંણી બહુ ટાઢું લાગશે; એનું સાવ શરીર અશક્ત તેમાં આ શું કરેછે? ચંદા—ઓ—બેન

ચંદા—પ્રભુમાં ધ્યાંન રાખજે હો. હે જગદીશ!

**મન૦**—ચંદા તો પ્રભુ શરણે ગઇ. હવે આતો લાકડું છે. તમે એને દેશા ચાલ કરવા દ્યો, નહીં તો લોકો તમને અને મને ગાફલ તથા મુર્ખ ગણશે. હવે ગભરાવું નહીં, ઇશ્વર કૃપાએ એની ઊત્તમ ગતી થઇ છે.

**રાધા**—શું ગઇ! મારી જન્મ દુઃખી બેન ગઇ! હરી હરી! હું એકલી રહી! ઓ બેની!

વાલી બેની ક્યાંહાં ગઇ આજરે, હાય આતે થયું શું.
જોતાં જોતામાં કીધી ના રાજ્ય, હાય આતે થયું શું ટેક.
મૃદુ વચની મારી મીઠડીરે, ચિત્ત ભેદક ગુણવંત;
સુખની આશાઓ સાથે લઇ, સુતી સોડ તાણી ધીમંતરે.હાં૦ ૧

બદને વદને મુંગી થઇરે, કાયા બની ગતિ હીન;
ખોળીયું આંહી પડયું રહ્યું, ગયો પ્રાણ પ્રભુ આધીનરે. હા૦ ૨
હાસ્ય વીનોદ કરૂં કહાંરે, કોને કહું દિલ વાત;
"પ્રાણસખી"કોણને કહું,જ્ઞાન ચરચા કરૂં કોની સાથરે. હા૦ ૩
રીસાઇ બાળ વયે મુઇરે, કાઢયો દુઃખે અવતાર;
જઇ તે ગઇ નહીં આવશે, નહીં ઉંહકે બોલે લગારરે. હા૦ ૪
હાણી માણી નહીં હાય તુરે, સીધી એકે નહીં લાંણ;
પાપી કજોડ દુઃખી કરી, અંતે ખેંચો લીધો તુજ પ્રાંણરે. હા૦ ૫

અહા! ઝાડ વિના વેલીનું શું આયુષ? અહા! સાસુ નણંદ દેરાંણી જેઠાણી કે ગમે તેવાં બોજા મારથી માણસાનું સંકટ હોય, ખાવા, પહેરવા, ઘરેણાં વીગેરે પુરાં ન હોય, મહા મહેનતે પેટ ભરાતું હોય, તોપણ એક પતી સુખ હોય તો કશું દુઃખ લાગતું નથી. આખો દહાડો ગમે તેટલું કષ્ટ ખમ્યાં હોઇએ પણ રાતે પ્રીતમ આગળ પેટ ખોલી વાત કરી અને તેનાં મૃદુ વાક્યોથી દીલાસો સાંભળ્યો કે પરીપુર્ણ આનંદ. રાજપુત્રી પણ પતીનો પ્યાર ન હોય તો પુરી દુર્ભાગી કહેવાય. સંસાર સુખરૂપીનું ફળ એ સ્ત્રીને માટે પતી છે. તે ફળ કાચું તેને સુખ પણ કાચું. હરી હરી! ચંદા બિચારી રાત્રે કોને પેટ ખોલી વાત કરે, કોનો દીલાસો પામે, પતિ રમતા ભમવા અને જમવા શિવાય કશું ન સમજે

ત્યાં કોને પ્યાર બતાવે! અહા! બિચારી કષ્ટાઇ કષ્ટાઇને મરી ગઇ. પુરી જન્મ દુઃખી. અરે! શું એ વધારેવાર નવાં નવાં સાસુનાં મેણાં માર ગાળ અને ખફગી ખમવાને જીવે! મુર્ખ, વ્યસની, અને ઊડાઊ કુચાલી પતિની ઇજ્જતના કાંકરા થતા તથા તેને ભીખ માગતો જોવા સારૂ જીવે! બચપણથી નઠારો સ્વભાવ પડેલ તે આગળ ન સુધરત ત્યારે તેવા પતિનો માર અને ક્રોધ સાંખવાને જીવે! ક્ષઇ આદી રોગથી અસહ્ય કષ્ટ ખમવાને જીવે! શું કામતાપથી રાખ થવાને જીવે! જુઠા આરોપ ઊપાડવા જીવે! હરી હરી! જે માર્ગે માર, બળાપો, સંતાપ, બેઇજ્જતી મળવાની એમ પ્રથમથી જાણીએ, તે માર્ગે જવાની ફરજ પડે! કજોડાના કષ્ટથી વાકેફ હોવાછતાં પોતે તેના ભોગ થવાની જરૂર પડે ત્યારે કેટલો સંતાપ! ખરેખાત ચંદા તો પુરી ધૈર્યવાન! કંઇક મેણાં ટુણાંથી, કંઇક જેઠાણીના છણકાથી, કંઇક સાસુની કુટીલતાથી આત્મ હત્યા કરે છે. ચંદા પુરી પતિવ્રતા. કંઇક નાનો પતિ હોવાથી, નણંદ દેરાણી જેઠાણી કે બેનપણીની અવળી સલાહથી, કામદેવનો તાપ ન સંખાયે અજ્ઞાન મગજમાં વ્યાપી જવાથી વ્યભીચાર કરી મહાપાપી નીવડે છે. અરેરે એ કજોડારૂપી જમ અનેક પ્રકારે કળીમાં કેર વરતાવે છે,

અગણિત પાપ કરાવે છે, મુર્ખ સ્ત્રીઓના શિયળ, આબરૂ, અને કુળને ભ્રષ્ટ કરે છે. અહા! પણ ધન્ય છે મારી ચંદાને! હજાર રંગ છે એની વિદૂતાને! પ્રાણ અંતસુધી સાસુ કે પતિ સામો શબ્દ ન બોલી! પ્રાણપ્રીય શિયળરત્ન મન કર્મ વચનથી પાળ્યું! આત્મ હત્યાના પાપથી બચી! અને છેવટ માયિક સુખોમાં લુબ્ધ બની પ્રાણદાતાને ન ભૂલી ખરે સમયે વિશ્વપતિને શરણે ગઈ! ધન્ય મારી પવિત્ર માવડી! તું ભલે ભાગ્ય. અરેરે! અમુલ્ય રત્ન ધુળમાં રગદોળાઇ, પથરોમાં અથડાઇ નાશ પામ્યું; તે કરતાં કદરદાન ઝવેરીને ત્યાં પ્રગટી કુલીન રાજબીજના તાજમાં જડાયું હોત તો કેવું દીપી નીકળત! અહા! આવાં અનેક રત્નો ધુળમાં રગદોળાય છે! અંધારામાં બેકદરો પાસે પડયાં બગડેછે, અને વિનાશ પામે છે પણ તેનો કોણ ભાવ પુછેછે.

અના૦—રાધા, શાન્ત થા! હવે તો રોવુંજ રહ્યું છે પણ ઊઠ બેન આની કાંક વ્યવસ્થા કરીયે. ચાલ બેન ઉઠ.

(બંને જાય છે ને પડદો પડે છે.)



# પ્રવેશ ૧૩ મો.

## સ્થળ એક નદીનો કીનારો.

પ્રીતમલાલ મેનાં તથા વાંસેથી મનસુખ રાધા તથા ગાડીવાન.

પ્રીતમ—દાઝ્યાપર ડામ! બળતામાં ઘી! "ઘરથી નાશી વનમાં ગઈ તો વનમાં લાગી આગ" રાંડના કળેશથી કંટાળી બાર મહીના બહાર રહ્યો તેનું પરીણામ આ આવ્યું! ચંદાનો દુઃખ રૂપી ભડકો હતો પણ આતો હોળી થઈ! ખરે મારી સાત પેહેડીની ઇજ્જત, નામના, કુલીનપણું, એ હોળીમાં સળગી ગયાં. કુલીન ગ્રહસ્થનો સ્ત્રી ગર્ભપાતનું ચંડાળ કૃત્ય કરતાં પકડાય! તેનું વાખ્યાન કોર્ટમાં થાય! અને દુશ્મનોની દાઝ ઓલાય! તે હું મારી નજરે જોઉં! એણે તો કર્યું તેવું પામશે પણ હાં! મારો શો અપરાધ! શુદ્ધ અંતઃકરણે સ્નેહ રાખી લાડ પાળ્યાં, જેવી મળી તેવીથી સંતોષ માની બીજી ન કરી, ઘરેણાં લુગડાં વિગરે જે માગ્યું તે આપ્યું અને અનેક પ્રકારે નિતિ મનમાં ઠસાવવા યત્ન કર્યો તે બધું ફોગટ ગયું! મારી કેવી પ્રસંસા, ઇજ્જત, કીર્તિ અને તેના પર કેવો મોટો ડાઘ! રાહુ ચંદ્રને ભ્રષ્ટ કરે!! જીવીને શું અંગારો ચીંધાવું! સભાઓમાં ઓઠાં સાંભળું! ન્યુસમાં આવી પ્રસંસા વાંચું! (ધિક્કારછે મારા જીવતરને!

હવે જીવીને શું કરવું ! એક અજ્ઞાન ચંડાળ સ્ત્રીને લીધે કીર્તિ, નોકરી, દોલત, અને સંસાર છોડી તનનો ભોગ આપું ! નામોશી ખાડામાં બુડી પ્રાણ ત્યાગ કરૂં ! અરે! આત્મહત્યાનું ઘોર પાપ માથે લેવું ! નહી તો હવે જીંદગી શી રીતે ગાળવી ! શું હવે બીજી પાંચ સાત વર્ષની પરણું ! ગોતી શોધીને કોઇ અજ્ઞાન મોટી સ્ત્રીને વહોરી વળી આવા દુઃખમાં આજ પીસતાળીસ વર્ષ રગદોળાઊં ! અહા! સ્ત્રીથી સંસારમાં, આફતમાં દીલાસો, પૂર્ણ આનંદ, રમુજ અને પ્રીતિ તથા જ્ઞાનનો લાભ, વૃદ્ધાવસ્થામાં ચાકરી, યુવાવસ્થામાં અને મંદાવસ્થામાં ખરી સલાહ, કલ્યાણ ચહાવું, અને સુખ દુઃખમાં મદદ વિગેરે અનેક લાભો પ્રાપ્ત થય તેમાંનું મારે કશું નહીં! વંશ વૃદ્ધી કરવા, વૃદ્ધાવસ્થામાં એ ફિકરા રહેવા. સંસાર ચલાવવાં મદદ મળવા "ગ્રહરત્નાની બાલકો"નું સુખ સ્ત્રીથી પ્રાપ્ત થાય તે પણ મારે નહીં, એકના એક પુત્રને અજ્ઞાન રાખી કુચાલે ચઢાવી વ્યસની અને દુર્ગુણ સાગર કરી નાંખ્યો! હરી હરી! અજ્ઞાન સ્ત્રીથી કેટલી બધી ઉપાધી!

(દુરથી જોઇને)—અરે આ બાઇ જાણે ઓળખીતી હોય એમ લાગે છે જો એ મારી તરફજ આવે છે. અહા! કોઇ પૂરી દુખીયણ માલમ પડેછે. (મેનાં પ્રવેશ કરેછે.)

મનાં—અરે હાય હાય! ચાલી ચાલીને થાકી ગઈ! ભુખથી અડધી થઇ ગઇ; ઓ બાપજીયા! હવે હું ક્યાં જાઉં ને શું કરૂં! અરેરે! મારા જેવી કોણ દુરભાગણી હશે!

પ્રીતમ—આવ બેન આમ આવ. તું કોણછું તને શું કષ્ટછે?

મેનાં—(રોતી રોતી ગાય છે.)

"એક હતી મુસાફર ઘેહેલીરે" એ રાગ.

હતી જાતની હું તો વાણીયાણરે, હાયરે કજોડાને.
સોળ વર્ષની કુંવારી રૂપ ખાણરે, હાયરે કજોડાને.
તાતે રૂપીયા લઇ સહસ્ત્ર ચારરે, હાયરે કજોડાને.
મને આપ્યો વૃદ્ધ મુર્ખ ભરથારરે, હાયરે કજોડાને.
હતો રોગથી ભરેલ અંધ, ક્રોધીરે, હાયરે કજોડાને.
પ્રેમ કામ દેવનો પુરો વિરોધીરે, હાયરે કજોડાને.
મને પરણ્યાને થયો એક માસરે, હાયરે કજોડાને.
ત્યાંતો કીધો હાય એણે સ્વર્ગવાસરે, હાયરે કજોડાને.
ત્યારે ગયા મારા પરીપુર્ણ ભોગરે, હાયરે કજોડાને.
લોકો કહે હવે પાળો વડુ શોગરે, હાયરે કજોડાને.
તજો વસ્ત્ર આભુષણો સણગારરે, હાયરે કજોડાને.
ખુણામાં ભરાઇ રહો માસ બારરે, હાયરે કજોડાને.
કોઇ કહે કરો પ્રભુનું ભજનરે, હાયરે કજોડાને.
વાત એક નવ ગમી મારે મનરે, હાયરે કજોડાને.
ખુણો પાળવાને પીયરમાં આવીરે, હાયરે કજોડાને.

તાને લીધા બધા દાગીના પડાવીરે, હાયરે કજોડાને
લાગ્યું કુનિતિને બાર માંહે ધ્યાનરે, હાયરે કજોડાને.
કરી ગોરજીથી પ્રીત છાનાનરે, હાયરે કજોડાને.
પાપ પોકાર્યું ને રહ્યું મને પેટરે, હાયરે કજોડાને.
થઈ ફજેતી પોલીસે જાણ્યું નેટરે, હાયરે કજોડાને.
જાણ્યું ગર્ભનો બચાવ થવા કરશેરે, હાયરે કજોડાને.
લેશે જામીન કે કેદ મને કરશેરે, હાયરે કજોડાને.
રાતે ઊંટે બેશી ગામ તજી ચાલીરે, હાયરે કજોડાને.
માની યારની સલાહ ધુળ ઘાલીરે, હાયરે કજોડાને.
લીધા તણું તોડી દાગીનાને નેટરે, હાયરે કજોડાને.
રાખી જન્મ સુધી ખાવાની ખોટરે, હાયરે કજોડાને.
સધુ સાધવાણી તણો વેશ લીધોરે, હાયરે કજોડાને.
રાખ ચોળવા ઊપાય હાથ કીધોરે, હાયરે કજોડાને.
જઈ બાર ગાઉને કર્યા મુકામરે, હાયરે કજોડાને.
સુતાં બેઊ જણાં પામવા વિરામરે, હાયરે કજોડાને.
અતી થાક વડે આંખ મારી લાગીરે, હાયરે કજોડાને.
સુર્ય ઊગ્યો જ્યારે ઝબકીને જાગીરે, હાયરે કજોડાને.
ન ત્યાં ગોરજી કે ઊંટ જોય માડીરે, હાયરે કજોડાને.
આમ તેમ દોડી બુમો બહુ પાડીરે, હાયરે કજોડાને.
રોતી આમ તેમ અરણ્યમાં રખડીરે, હાયરે કજોડાને.
મળ્યો બાવો એક તેણે મને પકડીરે, હાયરે કજોડાને.

મારી કુટી કરી મને તો અગાડીરે, હાયરે કજોડાને.
રસ્તે કુલભાગી રેતી બંધ પાડીરે, હાયરે કજોડાને.
અંતે એક ઝુંપડીમાં મને રાખીરે, હાયરે કજોડાને.
મારે કુટે ભુંડી ભુંડી ગાળો ભાખીરે. હાયરે કજોડાને.
છાશ ઘેંશ અને ડુંગળી જમાડેરે, હાયરે કજોડાને.
કરી નીશો અને મહેતને રંજાડેરે, હાયરે કજોડાને.
લાગ જોઈ ત્યાંથી નાઠી આજ છટકીરે, હાયરે કજોડાને.
હાય કરૂં શું હું મરૂં શીશ પટકીરે, હાયરે કજોડાને.

અહા! નામનો પણ પતી હોતનો આ સ્થિતિએ ક્યાંથી પહોચત! ઇશ્વર અનંગ ઉપજાવે ને એની મેળે શી રીતે સમે? વિધવાઓનો તે કાંઈ અવતારછે. જવાનીની મુરખાઈ અને પ્રબળથી નિંદ્યકર્મ થતાં ગર્ભ રહ્યો કે પુરા ભોગ; વાત પ્રસિદ્ધ થાયતો સરકાર ગર્ભ રક્ષણ કરે. પણ અહો! કોઈ વિચારેછે કે અમે અમારી નાત બાહાર થવાના ભયને લીધે તે કરીએ છીએ. તે ભય ન ટાળતાં અમારા જામીન લેવાયછે એથી જેટલું ગર્ભને સુખ તેટલુંજ અમને દુઃખ થાયછે. ઘણી બાળરંડા આ કૃત્ય કરેછે. પણ હું કેવી દુર્ભાગી કે આવી હાલતે પહોચી અને હજી શું થશે! મારી દાલત તમામ ચાલી ગઈ! નાત બહાર નીકળી ગઈ! પ્રતિષ્ટાનો વિનાશ કુળને કલંક અને મારા નામપર નામોશી! ધીક્કારછે

મારા જીવતરને! મારા જેવી અનેક બાળરંડાઓ કષ્ટ ય અને પાપી થાયછે. પણ તેઓ કરેશું? જવાનીના મદમાં કુરયાઓનો બોધ મળે, પ્રથમથી નીતિનો ફાયદો સમજાય નહીં! પછી કાંતો ગર્ભપાત કરે, કાંતો ફજેતીને ઘોડે બેશી દરામાં ધુમે, કાંતો આત્મહત્યા કરે અથવા વડીલો તેનો પ્રાણ લે. હરીહરી!! પરણાવે અને રંડાવે પણ માબાપ! અને અગારાથી ચુક થાય, પતિ વિના ન રહેવાય અને કુનીતી પકડાયાથી ફજેતી થાય, ત્યારે મારે કુટે અને છેવટ પ્રાણ પણ તેઓજ લે. વડીલોને ધન મળે માટે અમે સંસારની લ્હાંણ ન લઇયે? વડીલોની ઇજત બચે માટે અમે પ્રાણત્યાગ કરીએ એતે ન્યાય! અમે પરાધીન! એટલે લાચાર! અમને સ્વેચ્છાથી વરવા દે ને પછી કદાચ પ્રારબ્ધ ફુટે તો સંતાપ ન થાય. કોક કુવામાં નાના કહેતાં ધકેલે ને પોતાની મેળે ભુલ થાય ને કુવામાં પડાય એ બેનું કષ્ટ મનમાં બરાબર થાય? નહીંજ. અમને એટલું જ્ઞાન ક્યાંથી હોય કે બાળકપણથી સંસારીક સુખોનો સ્વાદ ચાખ્યા વિના વૈરાગ્ય ઉપજે! સહુ કહે શોક ભજન કર પણ ચિંતમાં ઠસે એવો કોણ ઊપદેશ આપેછે? બાળરાંડનું ન પીયર શરીક, ન સાસરૂં શરીક, પીયરમાં પણ માબાપનું મુઆ કે ભાઇ ભોજાઇનું પ્રબળ થયું એટલે પુરા ભોગ!

બધી મજુરી કરવી, ખરાબ ખાવું, અને અધમ સ્થિતિ, ઓશીયાળો અવતાર કાઢવો. સંસારમાં તો જાણે અમેજ અમારા પતિને માર્યા હોય તેમ અમને જુએ એટલે પોતાનો પુત્ર સાંભરે માટે, દેર જેઠ કગાય અને અમે અબળાઓ તો બેઠાં ખાઇએ તેથી ધરપર બોજા રૂપ થઇએ માટે? કશા સુખને લાયકજ નહીં! અરે! પણ ત્યાં અમારે સારૂ કોને દાઝે? જેને માટે સાસરામાં રહ્યાં તે તો ચાલ્યો જાય? પછી બીજાને શી આપદા? દીકરાને સાંધે વહુ વહાલી પણ જ્યારે તે દીકરો ચાલ્યો જાય ત્યારે વહુ શા સંબંધે પ્રીય લાગે? બાળપણમાં રંડાપો એટલે જન્મ વાંઝીયાપણું તો પલ્લામાંજ! અહા! અમારે દીકરો દીકરી પરણાવવા સારૂ ટાંણે હાલવા મહાલવા, મનની ઇચ્છા હોંશ અને આશા પુરી કરવા, અને ઘડપણમાં ચાકરી થવા મુવા પછી વાંસે પણ પામવા પૃદ્ધને પરણ્યાં ત્યારથી વિચારજ ન લાવવો!! કદાચ કોઇ રાંડને એક બે છોકરાં હોય તોપણ પુરી આપદા! છોકરાં મોટાં થતાં સુધી પોતે તથા બચ્ચાં પુરાં ઓશીયાળાં. "રાંડી પુતર શાહજાદા." વધારે છોકરાં માટે સદા નિરાશા, એટલે પુરાં લાડકાં રાખીએ પછી બગડેજ. સારૂં ખાવા માગે, દેખાદેખી વસ્ત્રાભુષણ માગે તે કાંથી લાવી આપવાં? અહા! પણ મારા જેવીને તો એટલો આળાલુંબો પણ

શું કામ હોય! વૃદ્ધ નિર્બળ પતિ પરણ્યાં કે મરે ત્યાં છોકરાં ક્યાંથી? ભાઈ! હવે હું શું ગણાવું! મને મારી પોતાની લાગી રહી છે. મેં વાત કહેવા માંડી ત્યારથી તમે ધ્યાન આપ્યું સમજી આટલું પેટ ખોલી કહ્યું. અરે! આ વખત "રાંડયા પછી ડાહાપણ" તેમ કુનિતિએ ચઠી નાઠા પછી શાણપણું આવ્યું, એ તે શા કામનું! અરે હવે હું ક્યાં જાઉં! શું ખાઉં! શું કરૂં! આને જન્મ શી રીતે કાઢું એ વિચાર થાય છે, ત્યારે ચિતમાં હોળી બળે છે. આપરે! (રૂવે છે.)

(રાધા મનસુખ તથા ગાડીવાન પ્રવેશ કરે છે)

**ગાડીવાન**—રાધા બેન, જુઓ પેલાં બંને ઊભાં. હું અહીં નહાવા હમણાં આવ્યો ત્યારે એ પોતપોતાની વીતી કહેતાં હતાં તે સાંભળ્યું, એટલે તો પુરી ખાતરી થઈ.

**રાધા**—વાત તો સંભવિત છે. અરે હા! જો પેલાં સામે કાંઠે ઊભાં તેજ! ગાડીવાનની હકીકત સાફ સાચી. ખચીત આપણે નીકળ્યાં તેજ રાતે અંબાએ આ કર્મ કર્યું હશે. તેમ મેનાંનાં પણ આચરણ એવાંજ હતાં.

**મન૦**—અહા! મેનાં તો જાણે સાધવાંણી!! ચાલો આપણે સામે કાંઠે જઈ એમને મળીયે. (મેનાં તથા પ્રીતમલાલ પાસે જાય છે. બેઉની આંખમાં આંસુ છે.)

**રાધા**—અરે મેનાં! તમે આંહીં ક્યાંથી? જુઓ કુળને કલંક

સગાડયું તો કેવું પામ્યાં? હાય હાય! તેં અમને દુનિયાંમાં નીચાં જોવું કર્યું. ધિક્કાર છે તારાં મા બાપને!

મનાં—હા બેન! મારી બા તો વ્હેલી મરી ગઇ હતી, પણ મારા બાપને તો ખચીત ધિક્કાર, અને મને હજારવાર ધિક્કાર છે! અરેરે હવે હું શું મોં લઇ નાત જાતમાં જાઉં!! હાય હાય! હાથે કરીને નાત બહાર દેશનિકાળ રખડતી થઇ ગઇ!! "હાથનાં કર્યાં હૈયે વાગ્યાં" અરેરે હવે પસ્તાણે શું થાય! ઓય કજોડા રે!!

મન૦—પ્રીતમભાઇ! આપ શા માટે ગભરાઓ છો? રાહુ ચંદ્રને ભ્રષ્ટ કરે તેમાં ચંદ્રને કોઇ ન નિંદે. સંસારિક માનાપમાનમાં લુબ્ધ ન થઇ જ્ઞાનચક્ષુ ધારો. કષ્ટથી ડરવું મુર્ખનું કામ છે, ધૈર્ય ધારો. ભાઇ ધૈર્ય ધારો.

પ્રીતમ—( આંસું લોહીને ) મનસુખ તમે આંહીં ક્યાંથી?

મન૦—( મનમાં ) અરે પ્રભુ! હું એને આ હકીકત કહું!! "વાયે ઉડી જા વાત" કાંઇ છાનું રહેવાનું છે? ( ચાસન ) રાધા બેન! મારી તો જીભ નથી ઉપડતી.

રાધા—અરેરે! પ્રીતમભાઇ! ચંદા ગઇ! મારી પ્રાણાધાર બેન ગઇ! કજોડાના કુષ્ટ કુંડમાં સડી સડીને મુંઇ! અરે અમે તેનો અગ્નિદાહ કરીને ચાલ્યાં આવતાં હતાં, ત્યાં ગાડીવાને બાતમી દીધી તેથી આંહી તમારી

શોધમાં આવ્યાં. આ પાસેની ધર્મશાળામાં એણે ઇશ્વર સમરતે પ્રાણ તજ્યો! ઓ મારી માં'ડીરે! વહાલી બેન! અહા! મારા દેખતાં તને અગ્નિસંસ્કાર! હરી હરી! (સજળ થાય છે).

**પ્રીતમ**—મારી સુશિળ પુત્રીએ કાળ કર્યો! એક અંગારીએ આખા કુળનો વિનાશ કર્યો! હવે જીવીને શું કરવું!

(રડયા કરે છે પણ બોલાતું નથી.)

**રાધા**—ભાઇ, માણસના જ્ઞાનની કિંમત આફત વખતે છે. પ્રાણત્યાગ કરી સ્વહત્યાનું મહા પાપ માથે લેવું! ઇશ્વર આજ્ઞા વિરૂદ્ધ કૃત્ય આચરી હાથે કરીને સજા ખમવા તેની હજુરમાં હાજર થવું! જ્ઞાન મેળવી અજ્ઞાની ઠરી કીર્તીને કલંક લગાડવો! એ આપને ઊચીત નથી. "જીવતો નર ભદ્રા પામે."!! અહા! મહાવિદ્વાન પુરૂષને આવો સંતાપ! ગુણી ચંદનો આવો વિનાશ! મુર્ખ મેનાની આવી દુર્દશા! અરે કજોડા! તેં તો ખરેખાત દેશમાં સત્યાનાશ વાળવા માંડયું. હે પ્રભુ! વ્યભિચારનું બીજ, મહા પાપનું મૂળ, ગરીબ સ્ત્રિ પુરૂષોનાં કાળજાં બાળનાર પ્રદીપ્ત અગ્નિરૂપ, કુટંબોમાં નિરંતર કલહ ઊપજાવનાર એ ચંડાળ કજોડાનો નીરંતર વિનાશ કરો! શું પ્રીતમભાઇએ પોતાની સ્ત્રિ સુધારવા થોડો શ્રમ લીધો હશે? શું ચંદાએ પોતાની સાસુને રીઝવવા ઓછો પ્ર-

યત્ન કીધો હશે? શું નથુ અને કચરાને લોકોએ કમતી બોધ દીધો હશે? હરી હરી! આખા દેશમાં ઘરે ઘર, ઠામ ઠામ, એ રીવાજ એટલો પ્રબળ થયો છે કે સહેજ કાઢ્યો નીકળનાર નથી, બોધ અસર કરનાર નથી, પોતે દુઃખ વેઠ્યા છતાં કજોડાથી લોકો ડરનાર નથી માટે દેવાધિદેવ સહાય થા! અરે હવે પ્રીતમલાલે પોતાની જીંદગી કેમ પુરી કરવી! મેનાંએ કોને શરણે ક્યાં જઇ રહેવું! ચંદા ઉપર જે અથાગ કેર ગુજાર્યો તેનું વેર કોની પાસેથી લેવું!! દુષ્ટ કજોડામાં એટલી અધમતા ભરી છે કે એને આશ્રીતો અને પ્રતી પક્ષીઓ બંને સરખા છે. અહા! અંબા, નથુચંદ, કચરો, એમણે કજોડાને આશ્રય આપ્યો. તેઓના પણ કેવા હાલ!! અરેરે દેશી લોકો કેવા મુર્ખ છે કે પોતાને હાથે પોતાના વિનાશની જાળ બનાવી મહાશ્રમે ગુંથી પોતાનાજ ઘરમાં પાથરે છે અને પછી તેમાં ફસાઇ બુમેબુમ પાડી દેશા ચાલ તથા કર્મને દોશ દેછે. પ્રીતમભાઇ! તમે કહો છો કે "હવે જીવીને શું કરવું!" આવા સહેલા સવાલનો જવાબ તમારી મનોવૃતિ આ વખતે શાન્ત નથી માટે તમે નથી દઇ શકતા; શું તમે આત્મહત્યા કરી નીંદાવા, ને પ્રભુના જવાબદાર થવા ચાહો છો?

પ્રીતમ—વાહાલી બેન! શું હું એ રાંડની અભડછેટથી અપવિત્ર થયેલ કપાળમાં કાળો ડાઘ લઇને નાત સ્નેહી,

મીત્ર, દ્રોહી, અને કુળ જાણીતા જન સમુહમાં ફરી ફજેતી લુંટાવું! અરે! એ રાંડનું છેવટ શું થશે? ઘરે ઘર ભીખ માગી મારા નામને ઘધેડે બેશાડી સાથે ફેરવશે! અહા! લોકો પ્રીતમલાલની સ્ત્રીના નામે એ ચંડાળને ઓળખશે? ભવોભવ ફજેતી થવા મારૂં નામ ન્યુસો અને પુસ્તકોમાં નુંધાય! રાધા મને કોઇ પ્રકારે ચેન નથી. સંસારી માયાથી હું તદન કંટાળી ગયોછું! પ્રાણઅંત સુધી હું કદી ઓળખીતા દેશમાં રહેવાનો નથી. અરે! ત્યારે હવે હું શું કરૂં!! ખચીત થોડા સમયમાં ચીત ભ્રમ થઇ ફરૂં એમ લાગેછે.

રાધા—પ્રીય ભાઇ કર્તાએ આ દેહ બુદ્ધી, જ્ઞાન, સંપત્તિ, આત્માના પોષણ અને મનુષ્ય ભાઇઓના કલ્યાણ અર્થે આપેલછે. તમારે વધારે જ્ઞાન, શક્તિ અને બુદ્ધિછે માટે તમે વધારે જનોનું કલ્યાંણ કરવાને જવાબદારછો. ક્ષણિક વિશ્વ છોડયા બાદ અખંડ સુખ ભોગવવા, કર્તાના ઉપકાર વાળવા, તથા તેને પ્રીય થવા દરેક માણસને મોટી અગત્યછે. તમે ધારો આ વખત પ્રાણ ત્યાગ કરો તો તમને શું લાભ! નામોશી, ઇશ્વરની અકૃપા, અને હાથે કરીને જે સુખો પ્રાપ્ત થવાનાં તેનો વિનાશ કરવો! વળી તેમ કરવાથી શું આ રાંડના વીશે લોકો વાત નહીં કરે! જોજો બાબતો તમે ધારો છો તેમ નહીં,

થાય? ઉલટી તમારી નીંદા પણ સાથે થશે. માટે વિચારો હવે જીવવાથી શું લાભ! ઘણોજ; સહુથી પ્રથમતો એજ કે મોતીને કબજામાં લઈ સુધારવા તથા ભણાવવા પ્રયત્ન કરવો! જુઓ! એની વય ફકત અગીયાર બાર વર્ષનીછે. હજી કુમળો વેલો વાળશો તેમ વળશે. હજી કાચો ઘડોછે તે કાંના ચડશે. અને છેવટ સુધરે તથા અવસ્થાએ પહોંચે ત્યારે યોગ્ય સ્ત્રી શોધી લગ્ન કરાવો. ભણશે તો જરૂર વૃદ્ધાવસ્થામાં તમારી ચાકરી કરશે, તમારૂં નામ દીપાવશે. બુદ્ધિશાળી તથા તિવ્રછે માટે ટુંક મુદતમાં લાયક નીવડશે; વળી તમે કજોડાના અનુભવી એક પ્રકારે જાતે તથા ચંદા અને મેનાંની સ્થીતી નજરે જોવાથી પરિપુર્ણછો. અમર નામ કરવું એજ જીવવાનું સાર્થક કરવુંછે. અને તે અમર નામ જન પ્રીય થવાથી થાયછે. ઇશ્વર પ્રીય કરવો એ આ લોક અને પર લોક બંનેમાં લાભદારછે. ત્યારે અમર નામ અને ઇશ્વર પ્રસન કરવાનો ઊપાય ઇશ્વર કૃપાથી તમારે માટે સરળછે. તમારૂં અંતઃકરણ સંસારી પ્રપંચથી વિરક્ત થયુંછે તો કાંઈ ચિંતા નહીં, તમારી ત્રણ પેહેડી આનંદે ખાય પીએ એટલી તમારી પાસે દોલતછે માટે હવે ખાસ સ્વદેશ હીત આચરો. આ દુષ્ટ કજોડાના રીવાજથી હું એટલી અનુભવી છઉં કે ખુલ્લી રીતે કહું

હી શકું છું કે દેશ દુરબળતાનું એ પણ એક ખાસ કા-રણ છે. અનેક સ્ત્રી પુરૂશોએ પાપી યમદુતની નજીક ખુશી યા નાખુશીથી જવાથી મહા કષ્ટ પામેછે. કજોડા વીના કોઈક ભાગ્ય શાળીજ ખાલી હશે. માટે ભાઈ શાન્ત વૃતિ કરી જાગૃત થાઓ. સ્વદેશ હીતાર્થે, પરાધીન અબળાઓની વહારે, ગુણી વિદ્વાનોને અંખડ સુખ કરવા ખાતર, અને જગજન તથા પ્રભુ પ્રિય થવા અર્થે દરેક સ્થાને દેશાટણ કરી એ વિશે ભાષણ કરી એ ચાલની વાંસે ખાઈ પી મંડો અને બનતી કોશીસ કરો, ઘેર બેઠે પણ એને વિરૂદ્ધ જાતે નિબંધ રચો તથા રચાવો અને વળી એ ઉત્તમ વ્યાપારમાં બાકીનો વખત ગાળો. ઈશ્વરોપાસના, શુધ્ધ અંઃતકરણે કરો અને સ્થિર વૃત્તિથી રહો. ગભરાવાથી શું ફાયદો છે! કાયર બનવા અને પૈસો સંઘરી ડાટી રાખવામાં અથવા ફોગટ અંધારામાં જીંદગી ગાળવામાં શું મહોટાઈ છે? ચંદ્રને ગ્રહણ થાય ત્યારે કોઇ ચંદ્રની નિંદા ન કરે બલકે તેની રહેમ ખાઈ એ કષ્ટમાંથી પ્રભુ તેને છોડે માટે યથા શક્તિ પુન્યદાન કરેછે તેજ મીસાલ સમજુ સજ્જનો તમારી રહેમ ખાશે. એ ચંડાળને પણ કેદથી મુક્ત થયે અન્નવસ્ત્ર આપી એક સ્થાનમાં નિરાળી રાખો એટલે જંપે! એને પણ જુલીયો પઠવામાં બાકી રહી નથી. જેવી મેનાને હવે સ-

મજ પડી તેવીજ એની પણ આંખો ઊઘડી ગઇ હશે. અજ્ઞાનતાની જાળમાં ફસાએલ મેનાં! તું પણ શાન્ત થા વ્યભિચારથી જે લાભ મળ્યો તે સદા સ્મરણમાં કોતરી રાખજે, ચાલ મારી સાથે હું તને લઇ જઇ તારી બધી એબ ઢાંકીશ. ચંદાનાં આભુષણો અને થાંપણમાં થી તારા ગુજરાન લાયક તને આપીશ અને બાકીનું એના સ્મરણાર્થે તથા ધર્માદામાં વાપરીશ. ઇશ્વર ભક્તિમાં દૃઢ વૃતિ ચોટે એવો ઊપદેશ કરીશ તથા કરાવીશ પણ અરે! તારા ગર્ભનું શું થશે! કાંઇ ચિંતા નહીં પ્રભુ જેમ બુદ્ધિ આપશે તેમ તેનું પણ કરીશ, તું મારા સસરાના ગામમાં ચાલ્ય. યોગ્યતા પકડીશ અને ત્યાં એક ઘર લઇ સ્થિર ચિતે રહીશ તો પ્રભુ સારૂં કરશે (મનમાં) અરે એનું શું થશે! જીવ! હાલ તો દીલાસો આપું પછી થઇ પડશે (ચાસન) ચાલો હવે સહુ મારી સાથે ઇ-શ્વર મરજી આગળ લાચાર! લાચાર!

પ્રીતમ—ધન્યછે તારી વિદ્વત્તાને! દેશ ઉન્નતી કરવી એજ જીવતરનું સાર્થકછે. એમાંજ ખરૂં માન, પ્રતિષ્ઠા, પુણ્ય અને લાભછે. નાનો વર ને મોટી કન્યા! તેનાં ફરજંદો નિરબળજ થાય. વૃદ્ધ પુરૂષની સ્ત્રી જારણી તેનાં બાળકો વર્ણસંકરજ થાય. કંકાસી મુર્ખ સ્ત્રીયોનાં ફરજંદ પણ કજીઆ કર્ત્તાજ થાય. હવે જ્યારે આખા

દેશમાં કજોડું ત્યારે તમામ નવી પ્રજા પણ તેવીજ નીવડે અને તેથી દેશના ભવીષ્યના સુખની કેટલી આશા!! અમુક સુસ્રજનો એ ચાલથી અંધ થયામાં રોય રહ્યા હોય તેઓને પણ જાતે, અથવા સંતાનમાં કજોડાની વ્યાધીથી એટલી બેચેની રહે કે તેથી દેશ હીતાર્થે થોડોજ વખત વીચાર કરી શકે. મારી પેઠે કઈક કંટાળી સંસાર ત્યાગ કરે. સંન્યાસી થાય, અથવા કાયર થઈ વિષય છોડીદે. હરી હરી! કજોડાની વ્યાધીથી નીશદીન પીડાય ત્યાં વૃત્તિ અને બુદ્ધી વિમળ શાની રહે અને તે રહે નહીં ત્યારે દેશોદય માટે નવા ઉપાયો ક્યાંથી શોધાય? પગતળે બળતું હોય ત્યાં બીજાને ક્યાંથી મદદ અપાય! આહા! દેશોદયની ખાતર! સંખ્યાબંધ પરાધીન અબળાઓ, કુમારી, પરણેલ અને વીધવાઓના અસહ્ય કષ્ટ નીવારણ કરવા ખાતર! કુનીતીથી ઉતમ કુળોને લાંછન ન લાગે માટે પાપમૂળ વ્યભીચાર નીવારવા ખાતર! અને પરમાર્થમાં જન્મ કાઢી પ્રભુ પ્રીય થવા ખાતર! કંટાળી પાછી પાની અવશર મળ્યા છતાં ભરે એ કેવડો મોટો મુર્ખ? દેશને માથે કેવડો મોટો બોજો! અલબત! મારે સન્યસ્ત લેવાનો, નર્મદાકાંઠે બેસી રહેવાનો નિશ્ચય ફેરવવો

જોઇએ. "ગંગામાં ન્હાવાથી પાપ ધોવાય" તેમ આ શુભ કર્મ આચરવાથી ખચીત મારા ઉપરનું કલંક ધોવાઇ જશે. માટે એજ નિશ્ચય. આવો બાપુ! આપણે સર્વે મળી આ કામમાં મને ઇશ્વર સહાય કરે એમ પ્રાર્થના કરી સહુને રસ્તે પડીયે.

સર્વેજણાં—(ગાયછે)રાગ. "સીતાના મહીનાનો"

અહો દીન વત્સળ જગદીશ, દયા નિધી દુઃખ હરા;
હાથ જોડી નમાવીયે શીશ, વિભુ પરમેશ્વરા.
અમે દેશીયો બાળ, અજ્ઞાન, ઘેરાયાં માહાદવે;
ગ્રહી હાથ કૃપાનિધિ નાથ, સહાય કરો હવે.
પાપી ક્રુર કજોડાનો ચાલ, ફેલાયોછે જોરથી;
આપે કષ્ટ અસહ્ય આતર્ક, ખરે ખમાતું નથી.
ગામો ગામ ઘરો ઘર હાયે! ઘુસ્યો ઘાણ વાળતો;
સાથે મિત્ર ભુંડો વ્યભીચાર, સુનીતિ ને ટાળતો.
બનયા અંધ દેશી જન સર્વ, પીડાય પડયા પડયા;
આંખ ખોલી બની શૂરવીર, સાંમા ન રહે અડયા.
કરે સંપ મળી કદી સર્વતો, હાલ નસાડીયે;
વ્યભીચાર કજોડાને હાર, પલકમાં પમાડીયે.
અહા! "ઘર ફુટે ઘર જાય," કોને કહીયે આપદા;
જુજ જ્ઞાની વીના જન સર્વ, કજોડાં કરે સદા.
વેઠે દુઃખ ચેતે નહીં તોય, દે દોષ નસીબને;

દુધ પાઇ ઊછેરીયે સાપ, ધારે નહીં એ મને. (મનમાં)
કર પ્રેરણા શ્રી જગદીશ, સ્વદેશીના ઉરમાં;
વઢે દુષ્ટ કજોડાની સાથ, ખપી શુરવીરમાં.
મારી કુટી કરી હદપાર, સુખે દીન ગાળીયે;
દેશ ઊદય થવા દીનરાત, નીતી સંપ પાળીયે.

(સવ જાયછે).

શ્રી જગદીશ્વરાય નમઃ






## ખુદાવિંદ ન્યામત નાદેઅલીખાંનજી સાહેબબહાદુરની ખાસ કૃપાથી આ પુસ્તકે જન્મ લીધો છે, તદુપરાંત આશ્રય આપનાર સખી મેહેરબાનો વીગેરેનાં નામ.

---

| નામ. | ઠેકાણું. | કેટલી પ્રત. |
|---|---|---|
| ખુદાવિંદ સરકાર સાહેબ શ્રી બીસમીલ્લાખાનજી બાહાદુર. | રાધનપુર. | ૫૦ |
| ખુ૦ શ્રી મુરતુજાખાનજી સાહેબ. | ,, | ૨૦ |
| ઠાકોર શ્રી વખતસીંગજી. | ,, | ૫ |
| રાવ બાહાદુર મણીભાઈ જસભાઈ. | વડોદરા. | ૫ |
| દીવાનજી શીવલાલ ખુશાલચંદ. | રાધનપુર. | ૨ |
| ઠાકોર સાહેબ ચંદુલાલ હરીલાલજી | ,, | ૨ |
| ડાકતર સાહેબ મણીલાલ ગંગાદાસજી. એલ. એમ. | પાલણપુર. | ૨ |
| રા. કેસવલાલ નરભેરામ દી. ન્યાયાધીશ. | રાધનપુર. | ૧ |
| હેડ માસ્તર રા. મોતીલાલ વલભભાઈ. | ,, | ૧ |
| શેઠ કરમચંદ ઘેહેલચંદ. | ,, | ૧ |
| તાલુકા સ્કુલ મા. રા. ગોવરધનદાસ. | ,, | ૧૦ |

| નામ. | ઠેકાણું. | કેટલી પ્રત. |
|---|---|---|
| શેઠ સારાભાઇ મગનભાઇ કરમચંદ. | અમદાવાદ. | ૨ |
| દેશાઇ અમીધર રણછોડજી. | પાટણ. | ૨ |
| રા. માણુકનાથ શંભુનાથ. | ,, | ૨ |
| રા. ત્રંબકરાય વીઠલજી. વસાવડા. | માંગરોલ. | ૨ |
| માળીયા મે. લીલાધર શીવશંકર. | ચુડા. | ૩ |
| રા. રા. ગીરજાશંકર મણીશંકર. | વસાવડ. | ૨ |
| પારેખ હરીલાલ ઘેલાભાઇ. | પાટણ. | ૨ |
| રા. બાલાજી જટાશંકર. | રાજકોટ. | ૨ |
| રા.ગોવીંદજી દાદા જીમનાશીયમ ટીચર | ,, | ૨ |
| ખુ.શ્રીજોરાવરખાનજી નશીબખાનજી. સાહેબ બહાદુર. | બજાણા. | ૨ |
| સૈયદ બાવામીયાં પીરમીયાં, ગોંડળના એડમીનીસ્ટ્રેટર સાહેબના સારરતેદાર. | ગોંડળ. | ૨ |
| શંકરવી. ગાનસંગ. | ,, | ૨ |
| વકીલ મગનલાલ રતનચંદ. | રાધનપુર. | ૧ |
| રા. મુળચંદ કુબેરદાસ, | ,, | ૧ |
| રા. ગીરધરલાલ અમરતલાલ. | ,, | ૧ |
| ઠકર નહાનજી રણછોડ. | ,, | ૧ |
| શા. લલુ ખોડીદાસ. | ,, | ૧ |
| શા. કેશવલાલ હરજીવંન. | ,, | ૧ |
| ઠાકોર મહીપતલાલ બાળકૃષ્ણ. | ,, | ૧ |

| નામ | ઠેકાણું. | કેટલી પ્રત |
|---|---|---|
| ઠાકોર દોલતસીંધ મોતીસીંધ. | રાધનપુર. | ૧ |
| પીતાંબર જેરામ. | ,, | ૧ |
| શાંકરલાલ નાંનાલાલ. | ,, | ૧ |
| શા. હરજીવંન મગનચંદ. | ,, | ૧ |
| રા. મનહરલાલ દલછારામ. | ,, | ૧ |
| વગળશી મોતીચંદ. | ,, | ૧ |
| ભૂખાણુદાસ મનછાચંદ. | ,, | ૧ |
| શેઠ ગગલ ભીતમચંદ. | ,, | ૧ |
| પટેલ મુળુ પખજી. | ,, | ૧ |
| પટેલ ભગવાન જગમલ. | ,, | ૧ |
| ઠકર વખતારામ પખજી. | ,, | ૧ |
| ઠકર તલકશી ખોડા. | ,, | ૧ |
| સ્વામી કેશરપુરી ક્રશ્નપુરી. | ,, | ૧ |
| દસાડીયા પુનમચંદ મંછાચંદ. | ,, | ૧ |
| ઠકર કરસન રાઘવજી. | ,, | ૧ |
| દાંતાના રાણાજી શ્રી. | દાંતા. | ૧ |
| રા. દ્વારકાંદાસ ભોગીદાસ વાવ થાણુદાર. | વાવ. | ૧ |
| શા. કેવળચંદ જોઈતાદાસ. | ,, | ૧ |
| શા. દલછાચંદ મલુકચંદ. | ,, | ૧ |
| શા. જીતા હકમચંદ. | ,, | ૧ |

| નામ. | ઠેકાણું. | કેટલી પ્રત. |
|---|---|---|
| રા.રા. ગોકળદાસ બલુભાઇ ફા. સાહેબ. | વાવ. | ૧ |
| કારકુન નથુ ડુંગરશી. | ,, | ૧ |
| નીહાલ કસ્તુર. | ,, | ૧ |
| વાવની લાયબેરી ખાતે. | ,, | ૧ |
| રા. મજમુદાર બાપુભાઇ દાજીભાઇ. | વડોદરા. | ૧ |
| રા. મણીભાઇ બાલાજી મજમુદાર. | ,, | ૧ |
| રા. માણીલાલ ચુનીલાલ. | ,, | ૧ |
| રા. કેશરાય સંકરલાલ. | ,, | ૧ |
| રા. ઓરછારામ પ્રભુલાલ. | ,, | ૧ |
| રા. બાપાલાલ ગોપાળલાલ. | ,, | ૧ |
| રા. મટુભાઇ જટાશંકર. | ,, | ૧ |
| વકીલ માણેકલાલ હરીવલ્લભદાસ. | ,, | ૧ |
| ઊજમસી લીલાધર. | ,, | ૧ |
| સુરજભાઇ ભગુભાઇ દેશાઇ. | ,, | ૧ |
| રા. જીવણલાલ મહાસુખરામ. | ,, | ૧ |
| પોલીસ કારકુન કેશવલાલ વજુભાઇ. | ,, | ૧ |
| મુનશી ઇશ્વરરાય કલ્યાણરાય. | ,, | ૧ |
| રા. સોમજી ગોકળજી. | માંગરોળ. | ૧ |
| રા. પરમાણંદદાસ લક્ષ્મીશંકર. | ,, | ૧ |
| રા. રા. પરતાપરાય આણંદરાય. | ,, | ૧ |

| નામ. | ઠેકાણું. | કેટલી પ્રત. |
|---|---|---|
| રા. ત્રીભોવનરાય રંગીલદાસ | માંગરોળ. | ૧ |
| રા. ભુપતરાય શોભારામ. | ,, | ૧ |
| રા. અનંતરાય વી. બળવંતરાય. | ,, | ૧ |
| રા. ચીરતી દાદામીયાં. | ,, | ૧ |
| રા. પોપટ વી. અમલજી. | નવાનગર. | ૧ |
| રા. નોતમલાલ કીશોરદાસ. | માંગરોળ. | ૬ |
| રા. ફુલશંકર ઊમીયાશંકર. | ,, | ૧ |
| સૈયદ અકબરમીયાં હબીબમીયાં. | ,, | ૧ |
| ઊમરમીયાં મહમદમીયાં. | ,, | ૧ |
| રા. દોલતરાય લક્ષ્મણરાય મજમુનદાર. | મેસાણા | ૧ |
| રા. મનચેરશા નવરોજી ડીસાના | અમદાવાદ | ૧ |
| રા. માણુકભાઇ જસભાઇ | ,, | ૧ |
| રા. નરસીંગરાવ મોતીલાલ. | ,, | ૧ |
| રા. કલ્યાણજી પુંજારામ. | ,, | ૧ |
| રા. નગીનદાસ પુરષોતમ શાંઘવી. | ,, | ૧ |
| રા. ત્રીકમલાલ છગનલાલ. | ,, | ૧ |
| રા. દેશાઇ મોહનલાલ નરોતમ. | ,, | ૧ |
| રા. જમનાદાસ લલુભાઇ મેહેતા. | ,, | ૧ |
| રા. ફાગુલાલ મગનલાલ. | ,, | ૧ |
| રા. ત્રીકમલાલ હરીસુખરાય. | ,, | ૨ |

| નામ | ઠેકાણું | કેટલી પ્રત. |
|---|---|---|
| રા. હરીલાલ નથુભાઈ. | અમદાવાદ. | ૧ |
| રા. નટવરલાલ વૈકુંઠરામ. | પાટણ | ૧ |
| રા. દેશાઈ માણેકધર ગીરજાધર. | ,, | ૧ |
| રા. દેશાઈ ઊમીયાધર લક્ષ્મણજી. | ,, | ૧ |
| રા. મોતીશંકર મણીશંકર સરાફ. | ,, | ૧ |
| રા. વ્યાસ માણેકલાલ ગંગારામ. | ,, | ૧ |
| રા. છોટાલાલ જમનાદાસ. | અમદાવાદ, | ૧ |
| રા. શીવદત બાપાલાલ. | ,, | ૧ |
| રા. કેશવરાવ નંદરામ કંત્રાકટર | કેમ્પડીસા. | ૧ |
| રા. લલુભાઈ ભગવાનદાસ. | વીરમગામ. | ૧ |
| રા. બાપાલાલ મયાલાલ. | પાટણ. | ૧ |
| રા. મનસુખરામ વરજલાલ (ગુજરાતી નિશાળના હેડમાસ્તર.) | ,, | ૧ |
| રા. હરીલાલ નરશીલાલ. બીજો આસીસટંટ. | ,, | ૧ |
| રા. નારણલાલ ત્રીજો આસીસટંટ | ,, | ૧ |
| રા. માણેકલાલ ઘેહેલાભાઈ | અમદાવાદ. | ૧ |
| રા. ઈશ્વરરાય જાદવરાય. | પાટણ. | ૧ |
| રા. કેશવલાલ ત્રીકમલાલ. | ,, | ૧ |
| રા. કૃષ્ણરાય જયંતીરાય. | ,, | ૧ |

| નામ | ઠેકાણું | કેટલી પ્રત |
|---|---|---|
| રા. ગણેનાથ શંકરનાથ. | પાટણ | ૧ |
| રા. મુળજી બેહેચરજી. | કડી. | ૧ |
| રા. વિદ્યાશંકર (કાશીદ રીપોર્ટર.) | પાટણ. | ૧ |
| રા. માધવચંદ હીરાચંદ. | ,, | ૧ |
| રા. રામલાલ છોટમલાલ શાસ્ત્રી. | ,, | ૧ |
| રા. ઉજમલામ પાંનાચંદશાહા. | જીવારસદ. | ૧ |
| રા. રામલાલ મથુરાંલાલ મજમુનદાર. | કડી. | ૧ |
| રા. રંગલાલ હીરાલાલ મજમુનદાર. | ,, | ૧ |
| રા. ગોવીંદલાલ હીરાલાલ ભગત. | અમદાવાદ | ૧ |
| રા. મેહેતા હેમરાજ હાથીભાઈ. | પાલણપુર. | ૧ |
| રા. હીરાલાલ મોતીલાલ દેશાઈ. | અમદાવાદ. | ૧ |
| રા. મણીલાલ મગનલાલ ડૉકટર. | ,, | ૧ |
| રા. બાલુભાઈ મહેતા. | પાટણ | ૧ |
| રા. શંભુધર લક્ષ્મણજી દેશાઈ. | ,, | ૧ |
| રા. શીવશંકર દયાશંકર જાની | અમદાવાદ | ૧ |
| રા. દાદામીયાં શરફુદીન | ,, | ૧ |
| રા. વકીલ મણીલાલ મગનલાલ | ,, | ૧ |
| ભાઈ નરોતમરાંમ ફકીરભાઈ. | ફતારગાંમ | ૧ |
| રા. શાંમલાલ હીરાલાલ મજમુનદાર | કડી | ૧ |

| નામ. | ઠેકાણું. | કેટલી પ્રત. |
|---|---|---|
| રા. જયસુખરામ લક્ષ્મીરામ | રાજકોટ | ૧ |
| રા. અમરતલાલ જટાશંકર | ,, | ૧ |
| રા. નરભેરામ કરમચંદ. | ,, | ૧ |
| રા. મોહનલાલ જયચંદ. | ,, | ૧ |
| રા. રવીશંકર ગણેશ. | ,, | ૧ |
| રા. પ્રભાશંકર જયશંકર | ,, | ૧ |
| રા. જીવરાંમ માવજી. | ,, | ૧ |
| રા. રંગીલદાસ ઉમીયાશંકર. | ,, | ૧ |
| રા. દુલેરાય કાનજી પોત | ,, | ૧ |
| રા. નાનજી હીરજી. | ,, | ૧ |
| રા. ડાહ્યા હરજી. | ,, | ૧ |
| રા. રૂપશંકર ઉદેશંકર | ,, | ૧ |
| રા. લક્ષ્મીદાસ કરમચંદ | ,, | ૧ |
| રા. છગનલાલ શાગળદાસ | ,, | ૧ |
| રા. પ્રભાશંકર વલભજી. | ,, | ૧ |
| રા. નવલશંકર મણીશંકર. | ,, | ૧ |
| રા. કલ્યાણજી મેઘજી | ,, | ૧ |
| રા. લક્ષ્મીશંકર [illegible]કલજી. | ,, | ૧ |
| રા. પ્રાગજી [illegible] કૃષ્ણ. | ,, | ૧ |
| રા. શાંમળ [illegible] | ,, | ૧ |

| નામ. | ઠેકાણું. | કેટલીપ્રત. |
| --- | --- | --- |
| રા. અંબાશંકર મયાશંકર વૈદ. | ,, | ૧ |
| રા. રા. મે. મુળજી પીતાંબર ઠાકોર બજાણા સાહેબના ટયુટર. | | ૧ |
| રા. રા. ખીમચંદ તારાચંદ વહીવટદાર | ,, | ૧ |
| રા. રા, નાગજી ગોવર્ધન ફોજદારી ન્યાયાધીશ. | ,, | ૧ |
| રા. રા. ઘેલાભાઈ રૂપચંદ દીવાની ન્યાયાધીશ. | ,, | ૧ |
| રા. રા. ભલા ખીમજી ફોજદારી કારકુન | ,, | ૧ |
| અમરતલાલ છગનલાલ દીવાની કારકુન. | ,, | ૧ |
| રા. રા. નથુરાંમ જીવણરાંમ દાકતર. | ,, | ૧ |
| ભુધર જેઠા ઊમેદવાર. | ,, | ૧ |
| ઠકર મોતી ખુશાલ દુકાનદાર. | ,, | ૧ |
| ગોર કેશવજી કલ્યાણજી કોઠારી | ,, | ૧ |
| વીરચંદ દીપચંદ | સોલાપુર | ૧ |
| રા. નગીનદાસ બાળકૃષ્ણ લાલા | અમદાવાદ | ૧ |
| રા. વીનાયકરાવ અનંતરાય મેઢ. | ,, | ૧ |
| શેઠ કેશવલાલ છોટાલાલ | ,, | ૧ |
| માળીયા. વેવટદાર દ્વારકાદાસ ભવાનીદાસ. | જુનાગઢ | ૧ |

| નામ. | ઠેકાણું. | કેટલીપ્રત |
|---|---|---|
| માળીયા. દફતરી ત્ર્યંબકરાય સામળદાસ. | ,, | ૧ |
| માળીયા. પો. ફો. ઝવેરીલાલ ઊમીયાશંકર. | ,, | ૧ |
| આ. પો. સુ. સીરસ્તેદાર કૃપાશંકર વિ. સદાશંકર. | ,, | ૧ |
| છોટાલાલ મયાશંકર સુધારા કમીશનર. | ,, | ૧ |
| પીતમલાલ વી. નાહાનાલાલ પો. કારકુન | ,, | ૧ |
| વૈવટી કા શા. રતનજી મંગળજી ઠકર. | ,, | ૧ |
| રા. છબીલારામ જવારામ જપતીકારકુન | પ્રભાસપાટણ | ૧ |
| મગનલાલ વી. વલભજી ફોકાસર. | માંગરોળ | ૧ |
| દાકતર નથુ કુરજી. | માળીયા | ૧ |
| માળીયા કોર્ટના વકીલ પરસોતમદાસ રણછોડ. | ,, | ૧ |
| માળીયા મોદી કાહાનજી અમરજી. | ,, | ૧ |
| મુનશી સલાઓદીન એહસાનદીન ખાનગી કારભારી. | ગોંડળ | ૧ |
| શા. પ્રભાશંકર ગોતીરામ સ્ટેટવકીલ. | ,, | ૧ |
| શેઠ રતનજી પેસતનજી. ગોંડળ એડમીનીસ્ત્રેટર સાહેબના હેડ કલાર્ક. | ,, | ૧ |
| મુનસી બાવામીયાં અબદુસ સમદ. માહાલકારી. | ,, | ૧ |

| નામ. | ઠેકાણું. | કેટલીપ્રત. |
|---|---|---|
| હીમતલાલ સુંદરલાલ દફતરી. | ,, | ૧ |
| શેઠ. અહમદ આદમ પટેલ દફતરી. | ધોરાજી | ૧ |
| મંગળજી સુંદરજી ગોંડળના પ્રાંત વકીલ | રાજકોટ | ૧ |
| વીશ્વનાથ દુલભરામ હેડ અકાઉંન્ટન્ટ | ગોંડળ | ૧ |
| છોટાલાલ રામાનંદ હજુર હાફીસના અવલ કારકુન. | ,, | ૧ |
| ચતરભજ જુઠા રેવન્યુ હાફીસર સાહેબના સીરસ્તેદાર. | ગોંડળ | ૧ |
| કેસવરાવ ગોપાળ સર ન્યાયાધિસ સાહેબના કલાર્ક | ગોંડળ | ૧ |
| મગનલાલ ચુનીલાલ નાજર. | ગોંડળ | ૧ |
| માનશંકર નથુરામ સુલતાનપુરવહિવટદાર | ગોંડળ | ૧ |
| ત્રીકમલાલ ભગવાનદાસ હિસાબી કારકુન | ગોંડળ | ૧ |
| કરસનદાસ ગંગજી હેડ કોચમેન. | ગોંડળ | ૧ |
| હેમચંદ હંસરાજ હડમગલાના વહિવટદાર | ગોંડળ | ૧ |
| કપુરચંદ ભભા હડમગલાના અવલ કારકુન | ગોંડળ | ૧ |
| મોરારજી ત્રીકમજી સરન્યા. સાહેબના કારકુન. | ગોંડળ | ૧ |
| ઠાકર રા[illegible] [illegible]ોલ. | ગોંડળ | ૧ |
| વનમાળી માનસંગ. | ગોંડળ. | ૧ |